ભગવાન કરૂણાસાગરો વિજયતે

# નિર્મળ નરવેદ વિલાસ

(માસગ્રંથ અને કક્કા ગ્રંથ)

પરમગુરૂ ના અખંડ ઉપાસક



મહર્ષિ નરવેદસાગર ગુરૂશ્રી કુવેરસ્વામી

સટીક ભાષાંતર કરનાર

મહંતશ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સુરત

# ધર્મધુરંધર મહર્ષિ નરવેદસાગર મહારાજ-સારસા

તાપેશ્વર સિર્ગુણ નિર્ગુણને જાણનારા સર્વજ્ઞાનીઓના શિરોમણી મહાત્મા નરવેદસાગર ગુજરાતના રહીશ હતાં. તેઓ સમસ્ત સૃષ્ટિના સર્જનહાર કૈવલ કર્તાના અતિ દિવ્ય અલૌકિક જ્ઞાન માર્ગના હિમાયતી હતાં. સત્ય સાગરમાં ડૂબકી મારનારા અને સાધુ સમૂહના ભૂષણરૂપ હતાં. વળી તેઓ ધર્મ જીજ્ઞાસુ જનોના ચિત પારખીને સત્ય માર્ગ દર્શાવનાર હતાં. આધ્યાત્મિક પુરૂષોમા અગ્રણ્ય હતાં ને તત્વવેત્તા પુરૂષોનાં અધિનાયક હતાં. તેઓ કૈવલ ધર્મનું રહસ્ય જાણવામાં અદ્વિતીય અને તત્વજ્ઞાનની ઝળહળતી પ્રતિમારૂપ હતાં. એમના ઉન્નત જીવનની સાબિતિઓ જીજ્ઞાસુ જીવોને વારંવાર મળ્યા કરતી હતી. ઉપવાસ અને જાગરણનું સેવન કરીને તેમણે અલૌકિક સાધના કરી હતી. તત્વજ્ઞાનના સુક્ષ્મ વિચારો સમજાવવામાં તેઓ એ સમયે અદ્વિતીય ગણાતાં હતાં. પંડિતો પણ કહેતાં હતાં, પંચમ શ્વસંવેદના તેઓ મહાન વકતા છે. તેમની જ્ઞાન વકતવ્યની શકિત આગળ ભારત વર્ષના કોઈપણ પંડિત કે શાસ્ત્રવેતા ટકી શકતા નહિ.

મહર્ષિ નરવેદસાગર ભગવાન કરૂણાસાગરના શિષ્ય હતાં. તેઓ પવિત્ર જીવન ગાળનાર તીવ્ર વૈરાગી હતાં. તેઓએ સુરકુવા નામના ગામમાં એક મંદિર બાંધેલું છે અને તે મંદિરના સ્થળ નીચે એક ગુફા ખોદાવી (ચુનાથી પાકી કરાવેલી) અને તેની અંદર રોજ કૈવલ કર્તાનું ભજન કરવા ધ્યાન ધરવા સમાધીમાં બેસી રહેતાં. મહા ત્યાગના એકેશ્વરવાદી નરવેદસાગરે ઘણાં વર્ષો તપશ્ચર્યા કરીને જયારે જયારે તેઓ ગુફાની બહાર આવતાં ત્યારે ત્યાં હરિભકતોની ભારે ભીડ થતી અને તેમના દર્શન માટે ઘણાં જનો આતુર રહેતાં હતાં લોકો તેમને ચમત્કારી અને અવતારી પુરૂષ છે એમ કહેતાં.

એક વખત વરંડો (કોટ) કરવા પાયો ખોદાતો હતો ત્યારે તે પાયાના મધ્યભાગે સરગવાનો નાનો છોડ ઉગેલો હતો. ખોદનારાઓએ કાઢી નાખવાનો વિચાર કર્યો તેવામાં મહર્ષિ નરવેદસાગર આવી ચઢયા અને તે છોડ ખોદી નાખવા ના પાડી અને એક ભકતને કહ્યું કે આ છોડવો તમારા ખેતરે લઈ જાઓ અને રોપી દો. આ ટાઈમ એવો છે કે આ સરગવે બારે માસ સીંગ થશે એટલે કોઈપણ માસ અગર કોઈપણ દિવસે જયારે જોશો ત્યારે સીંગો મળશે. આ પ્રમાણે મહર્ષિ નરવેદસાગરે વચન કહેલું અત્યારે તે વૃક્ષ છે અને બારેમાસ સીંગો આવે છે.

મહર્ષિ નરવેદસાગર કાયમપંથ ધર્મની વૃદ્ધિ કરવામાં અને ગુરૂ પ્રાર્થનાઓ કરવામાં અદ્વિતીય હતાં. તેઓ ગુરુ લક્ષાર્થેથી કદી પણ ભિન્ન પડતા નહિ. અહો રાત્રી ગુરુ સ્તવનમાં મશગુલ રહેતા હતાં. ગુરુ શબ્દના ભાવાર્થમાં એટલા તો કુશળ હતા કે જેમનું વર્ણન કરવું મુશ્કેલ છે.

સદર ગામના એક વૃદ્ધ પુરૂષ પાસેથી સાંભળવામાં આવ્યું છે કે એક વખત મહર્ષિ નરવેદસાગર મંગળમય ગુરૂની ગીતથી (ભજન) પ્રાર્થના કરતાં હતાં. તે વખતે એક પંડિત મહાદેવની પૂજા કરવા જતો હતો. રસ્તામાં મહર્ષિનું મંદિર હતું. દિવસના દસ વાગ્યાનો ટાઈમ હતો. આ ગામે એક કાયમંપથના મહાજ્ઞાનના પ્રતાપી પુરૂષ છે એમ પહેલેથી જ જાણતો હોવાથી મંદિરના અંદર દર્શન કરવા ગયો ત્યારે મહર્ષિ નરવેદસાગર મહારાજ નીચે પ્રમાણે ભગવાન કરૂણાસાગરની પ્રાર્થના કરવા બેઠા હતાં.

ઉપર પ્રમાણે સ્તુતિ કરતાં નરવેદસાગરને પંડિતે જોયા અને સ્તુતિ સાંભળીને પંડિત દિંગ થઈ ગયો અને કહેવા લાગ્યો કે અકળ ગહન જ્ઞાનધારી અલૌકિક પુરૂષ એવા કોણ છે ? ત્યારે મહર્ષિ નરવેદસાગરે પંડિતને ખુલાસો કર્યો કે ભાઈ તે પુરૂષને ઓળખનાર મૃત્યુલોકમાં

## ભગવાન કરૂણાસાગરની પ્રાર્થના

સોહમ સદ્‌ગુરુ દેવ દેવાધિદેવ દયાલમ ॥
મહા મંગલમય મુરત, સુરત સુખરૂપ રસાલમ્ ॥ ૧ ॥
દિવ્ય તનુ ઘનશ્યામ હામ, હદ સબહી પેલાયત ॥
પ્રસિદ્ધ પ્રૌઢ પતિ મહાદ્દ, અંશ સબ તાંહી મેલાયત ॥ ૨ ॥
એસેહી પરમગુરુ મહાદ, શાંત સદરૂપ અનોપમ ॥
સક્રત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ ॥ ૩ ॥
સોડષ ચિન્હ સંજુકત, તનુધર તેજ અપરબલ ॥
વિભૂતિ સોલ સંજુકત, કલાખટદશ જીનુ કલ ॥ ૪ ॥
ઐશ્વર્યજીનું મહાદ, મનોરથ પૂરે મનકા ॥
કરન જુગ જણવેશ, પ્રગટ કીયે જ્ઞાનકા ડંકા ॥ ૫ ॥
ભોવન ત્રિયે ટહંકાર, જ્ઞાન ગમ ગર્જત અદ્‌ભૂત ॥
અનંત અંશ વિખરેહું, મીલન પતિ તાય કરન જુથ ॥ ૬ ॥
ઉપજાવન આનંદ અહંમેવ, કરૂણામય કર્તા ॥
શરણ લેઈ સબ અંશ, અનંત જન્મ અઘ હરતાં ॥ ૭ ॥
કીયે નિરમલ તનુ અંશ, વંશમે તાય મેલાયત ॥
અંશ કેતુ ન્હે કરમ કર્મ, સબ તાય છોડાયતઃ ॥ ૮ ॥
એસે પરમગુરુ પ્રગટ, સજજન સુખ કાજ તનુધર ॥
શ્રીમંત કુવેર સર્વજ્ઞ, ગતિ પ્રસરેહુ અચરાચર ॥ ૯ ॥
જાહાં જાહાં પરમગુરુ પ્રગટ, સમીપ નારણ નિજદાસા ॥
જગજુગમાં જણવીત, કરન વિજ્ઞાન પ્રકાશા ॥ ૧૦ ॥

માણસો થોડા છે. તો પણ તમો વિદ્વાન હોવાથી કહુ છું તે સાંભળો. સારસા કરીને એક ગામ આવેલું છે અને તે અહીંથી બાર માઈલના અંતરે છે. સદર ગામે ભવભીડભંજન ભગવાન કરૂણાસાગરનો અવતાર થયેલો છે. એને અવતાર ધારણ કરવાનું કારણ એટલું જ છે કે જ્ઞાનના મહાન તત્વો જે વેદ શાસ્ત્રોના અંધકારની પાછળ ઢંકાઈ રહેલા તેને જાહેર કરવા જગતમાં અવતરેલા છે. બીજું તે નિજ દિવ્ય દેહધારી ભગવાન કરૂણાસાગરે સમસ્ત બ્રહ્માંડના દેવદાનવ અગર માનવના ઉપર ઘણાં કાળથી આવી પડેલો અંધકાર દૂર કરવા અને તે સાથે ઈશ્વરને ઓળખાવવા પંચમવેદ મહાનિધિ ગ્રંથ રચેલો છે. જેમાં રજથી લઈ બ્રહ્માંડ સુધીના તમામ તત્વોના જ્ઞાનનો વિસ્તાર કરી જગતના પામર જીવોને નવું જીવન બક્ષીસ કરેલું. વળી તેઓ જન્મ રહિત હોઈ ચૌદે લોક, સાત દ્વિપ, નવખંડના જીવોને જ્ઞાન બોધ આપતાં આપતા સારસા ગામે પધારેલ છે. તે અલૌકીક પુરૂષનું વર્ણન મારી જીભ્યાએ થવું મુશ્કેલ છે તો પણ એટલું તો કહીશ કે ભારત વર્ષમાં તેમના જેવા જ્ઞાની હંસ કોઈ થયા નથી, થવાના નથી, અને થશે પણ નહિ. હે પંડિતજી ! જેમ સૂર્યનો ઉદય થતાં બ્રહ્માંડની દશે દિશાનો અંધકાર નષ્ટ થાય છે. તેવી જ રીતે તે દિવ્ય દેહધારી પુરૂષ છે કે જેનું વર્ણન હું કરૂં છું જેના અનંત અને સારા સંસ્કારો હોય તે જ મનુષ્ય મોટી ગતિવાળા ગુરૂની પાસે જઈ જ્ઞાન બોધનો લાભ મેળવી શકે છે. તે સિવાયના ચર્મ ચક્ષુથી જોનારાઓ તેમજ માયાની લાલચોમાં ફસાઈ રહેલાઓ, અધમ કર્મના અજ્ઞાની મુઢ મતિના જીવો પોતાના ઘરે આવેલા ભગવાનને ઓળખી શકતાં નથી. હે પંડિતજી સ્ફટીક મણીથી વધારે ચળકતું શરીર ચંદ્રના જેવી ક્રાંતિવાળુ દિવ્ય મુખાર્વિંદવાળા અગમ્ય અગોચર અમાપ પ્રૌઢ પ્રતાપી તેમજ સમસ્ત બ્રહ્માંડના જ્ઞાનધારી કૈવલ કર્તાના હજુરી જ્ઞાન ભાનું પ્રકાશક ભગવાન કરૂણાસાગર કુવેર સ્વામી સારસા ગામે અવતરેલા છે. હે પંડિત ! તમો ત્યાં જાઓ અને મનના કોડ પૂરા કરો.

પંડિતજી જ્ઞાનમાં તરબોળ થયા અને સમજયા જેથી તરત ઉઠયા તેઓ જે કામને માટે નીકળેલા તે કામ વિસારે નાખ્યું અને પ્રેમના આવેશમાં સાંભળેલા જ્ઞાન તત્વોનો વિચાર કરતાં કરતાં સારસા પહોંચ્યા તે વખતે દિવ્ય દેહધારી ભગવાનને શ્રોતા વર્ગની સભામાં જ્ઞાનબોધ આપતાં પંડિતજીએ જોયાં. જોતાંની વારમાં જ અલૌકિક પુરૂષનાં દર્શન થયાં એમ તેને સમજાયું, ગળગળા થઈ ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરતાં ગુરુના ચરણમાં પડયા અને જ્ઞાનની માંગણી કરી, વળી જે જે પ્રશ્નો પંડિતજીએ કર્યા તે તે પ્રશ્નોનો ઉત્તર આપી પંડિતના મનનું સર્વ પ્રકારે સમાધાન કરી બતાવ્યું અને તે ઉપરાંત કૈવલ કર્તાના જ્ઞાનનું અથાહપણું કહેલું અને કેવી રીતે છે તે પણ સમજાવ્યું પછી પંડિતજીએ ગુરુ ઉપદેશ લીધો. ત્યારબાદ તેઓએ પંચમ સ્વસમવેદના જ્ઞાનનો અભ્યાસ કર્યો. એથી તેમને મહદ્ જ્ઞાન થયું જેથી તેઓ કૈવલ કર્તાનું મૂળ સ્વરૂપ સમજાવવામાં મહાન હિમાયતી થયા.

પંડિતજી પંચમવેદ જ્ઞાનના જ્ઞાની થયા, બાદ જગતના જીવોને પણ કહેતા હતાં કે ગુરુની ગતિ અપાર છે. વળી આદ્ય, મધ્ય અને અંતમાં તારણ તરણ કરૂણાસાગર ભગવાન સિવાય કોઈ છે જ નહિ તેમજ ચૌદલોકમાં અને સંસારમાં સર્વશ્રેષ્ઠ ગુરુપદ છે અને તેઓ સમસ્ત બ્રહ્માંડના જીવોને કર્મકાંડરૂપી બંધનોમાંથી મુકત કરાવનાર, ગુરુ સિવાય બીજું કોણ હોઈ શકે તેમ છે. દયાનિધિ ગુરુની દયાનો અંત આવી શકે તેમ નથી. દયા અનેક પ્રકારની હોય છે પણ તે દયા તો અંતવાળી અને ક્ષણિક સુખ આપવાવાળી છે અને ગુરુની દયા તો અનંત કલ્પથી વિખુટા પડેલા જીવોને જ્ઞાનબોધ આપી અનેક પ્રકારે સમજાવી કૈવલધામમાં હંમેશને માટે લઈ જઈ ત્યાં વસે છે. એ દયા, એનું નામ જ દયા. જે જીવ ઉપર દયા કરીએ અને તે દુઃખથી છૂટી ન જાય તો તે દયા જ શાની, માટે હે કાયમપંથીઓ પરમગુરુની અપાર દયા આપણાં ઉપર છે અને તેમનાં થઈ રહીશું તો જરૂરથી ગુરુવર્ય આપણાં ઉપર દયા બક્ષીસ કરશે.

ઉપર પ્રમાણે પંડિતજીએ ગુરુ મહાત્મ્યનું ઘણું જ્ઞાન જગતના જીવોને આપ્યું અને ગુરુનું સ્વરૂપ ઓળખાવવા ઘણી મહેનત લીધેલી આવી રીતે પંડિતજી જ્ઞાનબોધમાં મસ્ત રહીને જ્ઞાનના તરસ્યા આવેલા જીવોને સારી રીતે સમજાવતાં જીંદગી ગુજારી.

એક વખત મહર્ષિ નરવેદસાગર પોતાના આશ્રમની બાજુ ઉપર આવેલા બગીચામાં એક આંકોલ વૃક્ષનું ઝાડ હતું ત્યાં આસન નાખી બેઠા હતાં અને સંત હરિજનોને કૈવલ કર્તાના જ્ઞાન તત્વોનું વ્યાખ્યાન કરી સમજાવતાં હતાં અને શ્રોતાવર્ગ એક ચિત્તથી તેનું શ્રવણ કરતાં હતાં. તે વખતે આંકોલ વૃક્ષના ફળ ઉપર ગરતા હતાં તે ઝાડના ફળ પશુ-પક્ષી, માનવના ઉપયોગી નહિ હોવાથી, તે ઝાડ સાધુઓએ કાપી નાખવા મહર્ષિને આગ્રહ કર્યો ત્યારે મહર્ષિએ ઉંચુ જોઈ ગુરુવર્યને પ્રાર્થના કરી. બાદ ઝાડને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે હે આંકોલ હવે ફળને જન્મ આપીશ નહિ. સંસારની વાસના છોડી દેજે અને આશ્રમમાં આવેલા સાધુઓના માફક ત્યાગી થજે એમ કહી સાધુ અને હરિજનોને કહેવા લાગ્યા કે હવેથી આ ઝાડને કાપશો નહિ ફળ આવશે નહિ પણ મોગરાના જેવા સુવાસવાળા અનંત ફુલ તે હંમેશાં આપશે એ પ્રમાણે મહર્ષિ નરવેદસાગરે વચન કહ્યું ત્યારથી ફળ આવતાં બંધ થયા અને ફૂલ આવવા લાગ્યા.

સદર ઝાડ આજ સુધી હતું પણ છેલ્લા બે વરસથી નષ્ટ થયું છે. મહર્ષિ નરવેદસાગર ઘણાં જ પ્રતાપી હતા તેમનું જીવન જ્ઞાનથી ભરેલું અલૌકિક હતું તેમનો જ્ઞાન પ્રભાવ એટલો બધો તો ખીલી ઉઠયો હતો કે મોટા મોટા વિદ્વાન પંડિતો મુકત કંઠે તેમની પ્રશંસા કરતાં. એક વખત મહર્ષિના હૃદયમાં ગુરુધર્મની સ્થાપના કરવાનો વિચાર થયો. પણ આજુબાજુના સંજોગો વિપરીત હતાં જેથી ફળીભૂત થયા નહિ. એક દિવસ પોતાના હૃદયમાં ધ્યાનપૂર્વક વિચાર કરતા હતાં. તેમ કરતાં તેમને નિદ્રા આવી ગઈ તે વખતે એકાએક અલૌકિક દિવ્ય દેહધારી પ્રતાપી

ઝળહળતી જયોત સમાં પરમ પ્રકાશ આપતાં ગુરુની મૂર્તિ ઉભી છે એવું જોયું તરત જ માથું નમાવ્યું પ્રાર્થના કરી એટલે દિવ્ય મૂર્તિએ બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યો ત્યારે, મહર્ષિ નરવેદસાગરે ગુરુવર્યને સ્તુતિ કરી તેમની સહાય માગી. મને ધર્મ સ્થાપના કરવામાં મદદ આપો એમ કહી માથુ નીચુ નમાવી ગુરુપદમાં મૂકયું એટલે દિવ્ય મૂર્તિ તથાસ્તુ કહીને અદ્રશ્ય થઈ ગઈ ત્યારબાદ મહર્ષિ સૂતા નહિ અને વિચારોની ગડમથલ કરતાં સવાર થયું એટલે સેવા આદિ કર્મથી પરવારી શિષ્ય મંડળને ભેગું કરી કહેવા લાગ્યા કે મને ગુરુનો ધર્મ સ્થાપવા હુકમ થયો છે માટે સંતજનો ! એક ચિતે ગુરુમૂર્તિ પધરાવવાની જગ્યાએ તમે દરેક જનોએ એક એક લક્ષ મંત્રનું ધ્યાન ધરવું. સાધુઓએ તે પ્રમાણે કર્યું ત્યારબાદ મહર્ષિ નરવેદસાગરે મૂર્તિ પધરાવવાનો દિવસ નક્કી કર્યો. તે દિવસે કાયમપંથના તમામ સંત હરિજનોને આવવા આમંત્રણો લખી મોકલ્યા. નિશ્ચિત કરેલા દિવસે સર્વ હરિજન મંડળ ભેગુ થયું અને ભગવાન કરૂણાસાગરનું ભજન અને કીર્તનના ગુણાર્વિંદ ગાવાના શરૂ કર્યા તેમજ વિધ વિધ પ્રકારના આનંદથી કૈવલ કર્તાના જ્ઞાનનો રસ રેલાવા લાગ્યો. તે આનંદરસ એટલો તો ઉભરાઈ ઉઠયો હતો કે જેના આગળ સ્વર્ગનું સુખ પણ કોણ માત્ર છે.

બીજી બાજુ ભગવાન કરૂણાસાગર ધર્મોપદેશ કરવા ડેરાતંબુ સાથે નીકળેલાં અને તેઓ ફરતાં ફરતાં અને કૈવલ જ્ઞાન આપતાં આપતાં પેટલાદ પાસે આવેલા રૂપીયાપુરા ગામમાં મુકામ કરેલો અને ત્યાં જ્ઞાનબોધ સભા કરી શ્રોતા વર્ગને સમજાવતાં હતા.

સુરકુવામાં ભગવાનની મૂર્તિ પધરાવવા માટે મહર્ષિ નરવેદસાગર અને બીજા કેટલાંક સંત હરિજનો ભગવાન કરૂણાસાગરને તેડવા સારું રૂપીયાપુરા ગામે ભગવાન પાસે આવી પહોંચ્યા. વંદન પ્રાર્થના કરી મસ્તક નમાવી ચરણમાં પડયા એટલે ગુરુવરે શુભ સમાચાર પૂછયા અને બેસવા કહ્યું એટલે મહર્ષિ નરવેદસાગરે તેડવા આવવા

વિષેના સર્વ સમાચાર કહી સંભળાવ્યા. ભગવાને હા પાડી કે તરત જ હા પાડીને ગાડી જોડાવી ભગવાન તેમાં બેઠા. ગાડીવાને ગાડી હાંકી તે પ્રસંગે ભગવાન કરૂણાસાગરના સઘળા શિષ્યો ગાડીની આજુબાજુ ફરી વળ્યા. અને ભગવાનને ત્યાં ન જવા ઘણો આગ્રહ કર્યો તથા કાલાવાલા કરવામાં પણ કંઈ બાકી રાખી નહિ. તો પણ ભગવાને તે ધ્યાનમાં ન લેતા ગાડી હાંકવા ગાડીવાનને હુકમ કર્યો. એટલે સંત મહાપુરુષો ગાડી જવાના માર્ગમાં એક પાછળ એક એમ સર્વ સૂઈ ગયા અને કહેવા લાગ્યા કે બાપુ, અમારા ઉપર થઈને ગાડીને લઈ જાઓ. તે વખતે ભગવાન પાસે ૩૦૦ (ત્રણસો) સાધુ પુરૂષો હતાં. આ બધાઓનો અત્યંત આગ્રહ જોઈ ગાડીને અટકાવી, આમ કરવાનું કારણ ભગવાને પૂછતાં સંત મંડળે મૂર્તિ નહિ પધરાવવા બાપજીશ્રીને આગ્રહ કરતાં હતાં કે હે બાપુ ! આપણાં એકેશ્વર જ્ઞાનવાદને મૂર્તિ પધરાવવાથી હાનિ પહોંચશે. કારણ આપણો ધર્મ ચાલતાં આવેલા ધર્મ જેવો નથી. ઓ બાપુ ! કયાં કૈવલ કર્તાના અખંડ જ્ઞાનની ધારા અને કયાં મૂર્તિ ઉપાસના. એ ધર્મ મૂર્તિપુજકોનો છે અને તે આ દુનિયામાં પરંપરાથી ચાલતો આવ્યો છે તેમ છતાં તે કર્મકાંડનો ચુંથારો આપણાં કૈવલકર્તાના અખંડ જ્ઞાનમાં ઘુસી જશે તો કાયમપંથ ધર્મને ભારે હાનિ પહોંચશે અને ભવિષ્યમાં થનારા સંત મહાપુરુષો મૂર્તિના નામે રોટલા ખાઈ તાગડધીના કરશે એટલું જ નહિ પણ સર્વથી શ્રેષ્ઠ ઓળખાતા પદને જાંખ લાગવાનો વખત આવી પહોંચશે. વળી કયાં સહેજ શૂન્ય સમાધી અને કયાં મૂર્તિની ભાંજગડ, બાપજી ! આપણાં અખંડ જ્ઞાનમાં મૂર્તિપૂજારૂપી કર્મકાંડ કચરાનો સેળભેળ કરવા હુકમ ! આવી રીતે ઘણું કરગર્યા અને ધર્મને માટે આ કામ કરવાનું છાજતું નથી એમ કહ્યું એટલે ભગવાન તરત પાછા ફર્યા. તેડવા આવેલા મહર્ષિ નરવેદસાગર નિરાશ થઈ સુરકુવાના મંદિરમાં આવ્યા.

ભગવાન કરૂણાસાગરનો મત મૂર્તિ પધરાવવાનો હતો નહિ. તો પણ એક વિચારે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ તેનું કારણ એવું હતું કે

જગતના જીવો જીવ બુદ્ધિના છે અને તેને સદ્‌ગુરુ તરફ વાળવાની ખાતર ગુરુ ઉપાસનાની જરૂર છે. તેમજ બ્રહ્માંડના ખરા તત્વો ઓળખવાની ઈચ્છા કરનારે ગુરુધર્મ જાણવો જ જોઈએ. કારણ શિષ્ય કસોટીએ ચઢવાથી અધિકારી થાય છે અને અધિકારી થવાથી જ્ઞાન થાય છે. જ્ઞાન થવાથી ગુરુનું ખરૂં સ્વરૂપ સમજે છે અને તે ગુરુનું જયારે ખરું સ્વરૂપ સમજે છે ત્યારે જ તેઓ અંશ ગતિને ઓળખી શકે છે જેથી ગુરુ ઉપાસનાની જરૂર છે તો ગુરુ મૂર્તિ હોવી જ જોઈએ કારણ કે કલ્યાણ ગુરુ મૂર્તિથી જ થયું છે. આ મૂર્તિ કંઈ પરમેશ્વરની કહેવાય નહિ કારણ પરમેશ્વર અદ્રશ્ય છે અને ગુરુ દ્રશ્ય છે. પરમેશ્વરને દ્રષ્ટિથી જોઈ શકાય નહિ પણ ગુરુની મૂર્તિ તો દ્રષ્ટિથી જોઈ શકાય છે. અનંત અપાર જે કૈવલકર્તા છે તે તો અમાપ છે તે અમાપને જણાવનાર અગર ઓળખાવનાર શ્રી પરમગુરુ શરીર ધરી આવેલા છે જેથી શિષ્યોએ ગુરુ ઉપાસનાનું સ્થાપન કરવું જ જોઈએ એમ કહી સર્વના મનનું સમાધાન કર્યું અને ભગવાન રૂપીયાપુરા મુકામે રહ્યા. સુરકુવામાં નરવેદસાગર પ્રતિષ્ઠા આદિ હોમ કર્મ માટે હવિ વિગેરે સામગ્રી એકઠી કરવા લાગ્યાં. યજ્ઞકુંડનો આરંભ કરી જવ, તલ, ધાન્ય, ધૃત વગેરે દ્રવ્યોનો હોમ ચાલુ થયો અને વરૂણીની જગ્યાએ મહાન વિદ્વાન સંત મહાપુરુષો બેસી ગયા અને પંચમવેદ લક્ષ મંત્રથી આહુતિઓ આપવા લાગ્યા. વરૂણીમાં બેસનાર સંત મહાપુરૂષો એટલા તો જ્ઞાનમાં બળવાન હતા કે તુરીયા અવસ્થામાં પહોંચેલા યોગીરાજો કે જેઓ પર શરીરમાં પ્રવેશ કરી શકે છે તેનાથી વધારે વિદ્વતા અને જ્ઞાનના અદ્રશ્ય તત્વોથી ભરેલા સંતમંડળના મહાત્યાગી સાધુઓ હતાં તેવાં સંતજનોએ આહુતિનું કામ પૂરૂં કર્યું. ત્યાર બાદ મૂર્તિ પ્રતિષ્ઠા કરવાનો વખત આવ્યો તે વખતે રૂપીયાપુરા મુકામે ભગવાન એક ઘરના ઓરડામાં બારણા બંધ કરી અંદર બેસી કૈવલકર્તાનું ધ્યાન ધરવા લાગ્યા. તેમણે પોતાના બે સ્વરૂપ ધારણ કર્યા તે પૈકી એક સ્વરૂપ ઓરડામાં ધ્યાનસ્ત રહ્યું અને બીજા સ્વરૂપે સુરકુવા મંદિરમાં

પ્રગટ થયા એટલે સંત અને હરિજનોને અને મહર્ષિ નરવેદસાગરના આનંદનો પાર રહ્યો નહિ. હર્ષઘેલાં સંત વૃંદજનોએ પ્રતિષ્ઠાની જગ્યાએ ગુરુ પધરાવી પૂજા કરી.

ભગવાન કરૂણાસાગર એક સ્વરૂપે અદ્રશ્યરૂપે ઓતપ્રોત પ્રેરાઈ ગયા અને બીજા સ્વરૂપે બનતા બનાવ જોવા લાગ્યા બાદ સંત વીર પુરુષોએ કૈવલજ્ઞાન સ્વરૂપે થઈ નિજાનંદ સ્વરૂપમાં આવી લક્ષાર્થે ઓહંગ સોહંગ દ્વારા મંત્રની પ્રાણ પ્રતિષ્ઠા કરી. સ્થિર ચિત્તના સેંકડો યોગીજનોએ અંતિમ લક્ષ યોગ દ્વારાએ પ્રવેશાઈ પ્રાણનું આવાહન કર્યું. ત્યારબાદ પુષ્પ આદિ દ્રવ્યોથી પૂજા કરી અને તેવી રીતે મૂર્તિ પ્રતિષ્ઠાનું સર્વકામ પરવારી આરતી ઉતારી 'ૐ પ્રથમ' નામનું મંગલાચરણ સર્વ સંતમંડળે હાથ જોડી ગાઈ તે વખતનો દેખાવ અગર તેનું વર્ણન કરવું તેમજ કહી બતાવવાની શકિત આ લેખકમાં છે જ નહિ.

મૂર્તિ પ્રતિષ્ઠાનું કામ પૂર્ણ થયું એટલે ભગવાન કરૂણાસાગર અદ્રશ્ય થઈ રૂપીયાપુરા મુકામે ગયા. રૂપીયાપુરામાં તે વખતે મંદિર હતું અને અત્યારે પણ છે. હવે ઓરડો બંધ કરી ભગવાન કૈવલકર્તાનું ધ્યાન ધરવા બેઠેલા તે સાંજ પડવા આવી તો પણ બારણું ઉઘાડી બહાર આવ્યા નહિ. એથી બહારના સાધુઓ ઘણું કલ્પાંત કરવા લાગ્યા અને માંહે માંહે વિચારતા હતાં કે ભગવાન બારણું કેમ ઉઘાડતા નથી. શું બાપુને ખોટું લાગ્યું હશે ? એમ ઘણાંએ કાલાવાલા મંદિરના બારણા પાસે જઈને કરવા લાગ્યા. એમ કરતાં સાંજ પડી એટલે બારણું ઉઘાડયું. સુરકુવા મુકામે મૂર્તિ ઉપર જે ચંદન પુષ્ટ છાંટવામાં આવ્યા હતાં તે તમામ પૂજાના દ્રવ્યો બાપુના શરીર ઉપર પડેલા જોયા એથી સાધુઓ તથા હરિજનો આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે ભગવાનના આ શરીરને કોણે ખરડયું ? અને આટલા બધાં ચંદન પુષ્પો કોણે ચડાવ્યા છે. ભગવાન બોલ્યા કે આ બધું ચંદન પુષ્પ નરવેદસાગર અને તેમના ચેલાઓએ મારા શરીર ઉપર

નાખ્યું છે અને સુરકુવામાં બનેલી સઘળી હકીકત કહી બતાવી એથી સર્વે ભકતોમાં આશ્ચર્યનો વધારો થયો અને ગદ્ગદ્ કંઠે થઈ ભગવાનને નમી પડયા અને કરેલા ગુનાની માફી માગવા લાગ્યા.

કહેવાય છે કે એક વખત એક દર્દી રોગથી સખ્ત પીડાતો હતો. તેને ત્યાં મહર્ષિ ગયેલા. રોગીએ દવા માંગી ત્યારે મહર્ષિ બોલ્યા કે તમો કૈવલ કર્તાનું ભજન કરો એમ કહી મહર્ષિ એકાંત જગા પર કૈવલ ધણીનું ધ્યાન ધરી બેસી ગયા. કહેવાય છે કે મહર્ષિ ધ્યાનમાંથી ઉઠયા ત્યારે રોગી નિરોગી થયેલો જોયો. તે રોગી ઘણો જ ખુશ થઈ મહર્ષિને ઘણું ધન આપવા લાગ્યો પણ તેમણે તે લીધુ નહિ તે તરત જ ત્યાંથી ચાલી નીકળ્યા. એ શિષ્ય માર્ગે જતા બોલી ઉઠયો ને કહેવા લાગ્યો કે હે ગુરુવર્ય આપે ધન શા માટે લીધું નહિ એટલે મહર્ષિ નરવેદસાગરે તેના માથા ઉપર હાથ ફેરવ્યો. કહેવાય છે કે તેને દિવ્ય નેત્ર થયાં અને આખા જગતમાં તેને સંપૂર્ણ સોનું દેખાયું. શિષ્ય શરમાઈ ગયો ને પોતાના પ્રભાવશાળી ગુરુવરને દંડવત પ્રણામ કર્યા એટલે મહર્ષિ કહેવા લાગ્યા કે પરમાત્મા પર, પરમેશ્વર કૈવલકર્તા છે તેનું તું ધ્યાન ધર અને જેનો કૈવલ ધણી સાથે થોડો પણ સંગ થયો હોય તો તે મૃતલોકના પદાર્થોના ગુલામો તરફથી કંઈ પણ આશા રાખતો નથી.

મહર્ષિ કૈવલ ધણીનું સંગીત ગીત અગર જ્ઞાન સાંભળતા ત્યારે તરત જ ભકિત ભાવથી વિહવળ બની જતાં અને એ ભાવનો પ્રવાહ તેમના ચિત્તમાં દિવસોના દિવસો સુધી ચાલતો હતો. એ કારણથી શિયાળાના સખત ઠંડીના દિવસોમાં પણ તેમના શરીરમાંથી પરસેવો છૂટતો હતો અને પહેરેલાં વસ્ત્રો પણ ભીંજાઈ જતા હતાં તેટલો વખત તેઓ ભોજન કે નિંદ્રા પણ લેતા નહિ.

એક વખત મહર્ષિ એક મકાનમાં બેસી બાહ્યવૃત્તિને સમેટી લઈ અભ્યાંતર સ્વરૂપમાં લીન થઈ કૈવલ કર્તાનું ભજન કરતાં હતાં. તેવામાં તે

મકાનમાંથી એક લાકડું પડયું અને મહર્ષિના માથામાં વાગવાથી ઘણું લોહી નીકળ્યું કહેવાય છે કે તે લોહીના ટીપે ટીપે કૈવલ શબ્દનો ધ્વનિ નીકળતો હતો. મહર્ષિ નરવેદને એક વખતે સર્પદંશ થયો અને તરત જ તેઓ જમીન ઉપર બેસી પડયા. બેસતાં જ ઓ કૈવલ મારૂં કાર્ય પૂરું થયું હોય તો જરાપણ વાર કરીશ નહિ એટલું જ બોલતાં તરત ઝેર ઉતરી ગયું અને મહર્ષિ સાવધ થઈ આગળ ચાલતા થયા.

મહર્ષિનું જીવન પૂજ્ય અને પરોપકારીમાં ગુજરતું જોઈ ઘણાં લોકો તેમના શિષ્ય થયા હતાં અને તેમણે કાયમપંથ ધર્મનો વધારો ઘણો ફેલાવ્યો હતો.

ભગવાન કરૂણાસાગર જયારે કૈવલ ધામમાં ગયા ત્યારે મહર્ષિ નરવેદને સંત મંડળના મુખ્યાધિકારી તરીકે સારસાની ગાદીએ નીમેલા, ત્યારથી મહર્ષિ નરવેદસાગરે સારસા મંદિરમાં રહી ધર્મનો ઘણો જ ફેલાવો કર્યો છે એમણે એક જબરજસ્ત દેહેરૂ બનાવી અંદર ભગવાન કરૂણાસાગરને પધરાવ્યા. ઘણા જ ધર્મના મહત્વના કામો કરી કૈવલધામ વાસી થયા.





મંહત શ્રી લક્ષ્મણદાસજી ગુરૂ શ્રી નરવેદસાગર

ગામ:અવિધા

# સમર્પણ



સહાદર સમર્પણ પ્રેમપુષ્પ હમારા ગુરુવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની શ્રી મોહનદાસજી મહારાજના આશીર્વાદથી પ્રાપ્ત થયેલું અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર કરીને તેમના પરમ પવિત્ર ચરણ કમળમાં સમર્પણ કરું છું

લિ.

આપના ચરણરજના અભિલાષી

**મહંત શ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**

**સંત શ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**

ભગવાન કરૂણાસાગરનું મંદિર, ડુંભાલ પાટીયા, સુરત.

***મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગારને મારી અતિ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.***

# નિવેદન

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજય શ્રી નરવેદસારગર મહારાજે માસ ગ્રંથ અને કક્કા ગ્રંથની રચના એવા હેતુથી કરી છે કે આ જગતમાં જ્ઞાન દ્રષ્ટિએ જોતાં જણાયું કે સામાન્ય કે વિશેષ અંશ આપણે કોણ અને આપણા નિજકર્તા કોણ ? તે જગતની શરૂઆતથી અત્યાર સુધી કોઈપણ અંશ આપનપુને નિજપતિ પદની શોધ કરી શકયા હોય તેનું પ્રમાણ મળતું નથી. તો સર્વે અંશોને ચેતાવી નિજસ્વરૂપમાં જાગૃત કરવા સર્વજ્ઞ પરમગુરૂના સર્વોપરી જ્ઞાનનો પ્રકાશ પાડી મહા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઈ જાય ત્યારે જગતના જીજ્ઞાસુજનો સાચું સમજતા થાય તેથી નિત્ય અનિત્ય, વિનાશી કે અવિનાશી સજાતિ ને વિજાતિ, કોને કહેવાય એવું જ્ઞાન દ્રષ્ટિએ જોઈને નિર્ણય કરી શકે જેથી સિર્ગુણ નિર્ગુણની ઉપાસનાનો ત્યાગ કરી ભગવાન કરૂણાસાગરને ઓળખવાની જગત જનોના અંતરમાં આરત ઉત્પન્ન થાય, ને યોગ્ય અધિકારી બનવા માટે જ્ઞાની સંતોનો સમાગમ કરી પરમગુરૂના વચનોની રહેણીમાં કેવી રીતે રહેવું, અને અલૌકિક કરણી કરી ભગવાન કરૂણાસાગરની પ્રાપ્તિ કરવાનો પૂરો પ્રેમનો રંગ લાગે, એવું વર્ણન કુદરતી તત્વોના પ્રત્યક્ષ દ્રષ્ટાંતો આપી માસ ગ્રંથ અને કક્કા ગ્રંથમાં સત્ય સિદ્ધાંત સમજાવેલો છે.

ખીલત કમળ સુર દેખતા રે, પોયણી ઘરે નહિ પ્રિત્ય;
એ સંબંધ નિજ નરણવો, કુણ પક્ષની રિત્ય. શ્રીગુરૂ

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગરે અંશોને થયેલા અજ્ઞાનનો નાશ કરવા પંચમ સ્વસમ વેદના જ્ઞાનનો પ્રકાશ પાડયો. જેથી અંશો પેતાના સ્વરૂપને યથાર્થ જાણી ઓળખી શકયા ત્યારે ઉર્ધ્વ દ્રષ્ટિ વિકાસ પામી, તેથી અંકુરની વિભૂતિઓ ખીલવાથી કમળ સમાન અંશો સૂર્ય સ્વરૂપે રહેલા સજાતી સકર્તા પતિના સન્મુખ થયા. હવે બ્રહ્માજી ચાર વેદનો ઉચ્ચાર કરીને એક અદ્વૈત વ્યાપક બ્રહ્મનો સિદ્ધાંત સ્થાપીને નક્કી કરાવે છે અને કહે છે કે દ્વૈત જગત થયું જ નથી તેને લગતા

દ્રષ્ટાંતો આપી એક અદ્વૈત બ્રહ્મ જ સત્ય છે એમ સાબિત કરાવે છે. તે અદ્વૈત બ્રહ્મ પક્ષના સિદ્ધાંતને સ્વીકારી કેટલા આચાર્યો અને ઋષિમુનિઓ એમ માનવા લાગ્યા કે આપણે પણ બ્રહ્મરૂપ જ છીએ.

હે બ્રહ્મજ્ઞાની, બ્રહ્મદર્શીઓ તમે તમારા નિજ સ્વરૂપનો નિજ લક્ષ જ્ઞાન દ્વારા નિર્ણય કરીને જુઓ તમે કોના સજાતિ છો ? એ જ્ઞાનના અભાવે તમે કયા પક્ષમાં જઈને તેમની રીતને અનુસરો છો તે ખરેખર તમારે વિચારવા જેવું છે. તે માટે તમે પોયણીઓ જેવા હોવાથી સૂર્ય સ્વરૂપ સકર્તા સ્વામી સાથે પ્રીતિ ધારણ કરતા નથી.

દિનકર ઉદયે અલુક નહિ સુઝે, પ્રગટ પ્રભુકો અબુજ ન બુઝે

દ્રિગન રોગ દેખે દોષ અપારા, ગગ્ગા ગડયો સકલ સંસારા

દિનકર કહેતા સૂર્યનો ઉદય થવા છતાં ઘુવડને રેખમાત્ર સુઝ પડતી નથી કારણ કે સૂર્ય ઉદય થતાં પહેલાં તે પોતાની આંખ બંધ કરી દે છે. તેથી સૂર્યને જોઈ શકતો નથી. તે ઉદાહરણના ન્યાયે ઘુવડ જેવા અંતર દ્રષ્ટિના અંધ મનુષ્યો સર્વોપરી કૈવલજ્ઞાનનો પ્રકાશ કરી નિજ આપનપુ અને પતિપદને દર્શાવનાર પ્રગટ પ્રભુને જોઈ જાણી કે ઓળખી શકયા નથી. કારણ જેની આંખે કમળાનો રોગ થયો હોય તેને જેમ છે તેમ દેખાતું નહી હોવાથી દેહ દ્રષ્ટિએ દેહને જ દેખે છે. તે જ્ઞાન ચક્ષુ વિનાના તેમના તનમન સંસારના ભોગોમાં ગળી ગયા હોવાથી સંસારરૂપ થઈ ગયા છે.

પૂજયશ્રી નરવેદસાગર મહારાજ જગત પક્ષે સર્વ જીવોને જોતાં અંશ બંધુત્વ ભાવે વિચારીને, જન્મ મરણના મહાદુઃખમાંથી કેવી રીતે મુકત થાય એવી અગમ્ય ગતિને જણાવવા આપનપુને નિજપતિ પદની એકતાનો લક્ષ, સુગમતાથી સમજી શકે એવા આશયથી અનુસરી માસ ગ્રંથ અને કક્કા ગ્રંથમાં યથાર્થ વિવરણ કરીને જણાવ્યું છે કે જે કોઈ જગતના જીજ્ઞાસુજન નરનારી પરમગુરૂના આરતવાન થઈને જડ તત્વથી નિજચૈતન ન્યારો છે એવી ખોજ પરમગુરૂના વચનો દ્વારા કરશે તો સર્વજ્ઞ પરમગુરૂ જ્ઞાનગતિ બક્ષી કરૂણા દ્રષ્ટિ કરી શરણમાં લેશે. (અપૂર્ણ)

**– લિ. મહંતશ્રી સરજ્યુદાસજી, ગુરૂ શ્રી મોહનદાસજી**

# માસ ગ્રંથની પ્રસ્તાવના

પરમ વિશેષ પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજય શ્રી નરવેદસાગર મહારાજે જગત જીવોના પરમ કલ્યાણ અર્થે જે માસગ્રંથની રચના કરી છે. તેની પ્રસ્તાવના સંક્ષેપમાં વર્ણન કરીને લખી જણાવવામાં આવ્યું છે તે સર્વજ્ઞ પરમગુરૂના અલૌકિક જ્ઞાનનો પ્રકાશ પાડીને આપનપુને નિજપતિના વિયોગનું અજ્ઞાન મટાડી કૈવલપદની પ્રાપ્તિ કરાવી શકે એવા એક પરમકૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરૂ છે. તેમનું વર્ણન કરી બતાવવામાં નેતિ ઉપર પર નેતિ પોકારું છું, કારણ કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને શારદા દેવી જેવા પરમગુરૂના જશ ગાવામાં પાર પામી શકેલા નથી, તો બીજો એવો કોણ સમર્થ છે કે પરમગુરૂનો મહિમા વર્ણવી શકે ?

જે નિજપતિએ અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કર્યા છે એવા સજાતિ સકર્તાને ત્યજી દઈ આ ભવના ભોગ ભોગવવાનો ભાવ હું કેમ અને કેવી રીતે કરી શકું ? નિજપતિને મળવાના વિરહમાં વ્યાકુળ બની ગયેલો હોવાથી મને દેશ કે દિશા સુઝતી નથી. તે નિજપતિનો મેળાપ કરાવી મને પરમશાંતિ આપે એવા સર્વજ્ઞ પરમગુરૂને પ્રાર્થના કરૂં છું એવું વિચારીને છ દર્શનોની ખોજ કરી બારે પંથ તપાસીને જોયા. ચાર દિશાના ચાર ધામોમાં જઈને આચાર્યએ જણાવેલા વિધિ કર્મ કર્યા, છતાં નિજપતિની ભાળ મળી નહિ. આ પૃથ્વી પર ચાલતા આવેલા વિધિકર્મો યજ્ઞવ્રત આદિ જેટલા પૃથ્વી પર તીર્થો છે તે જાતે જોઈને પોતાની આંખે નિર્ણય કર્યો તો પણ નિજપતિની વાત કયાંય પણ સાંભળવા મળી નહિ. વેદોના પણ અપાર અર્થો જોયા છતાં મનનું સમાધાન થયું નહિ, અઢાર પુરાણોના મત

જોતાં વિધવિધ પ્રકારના ઈશ્વરોની સ્થાપના કરી અદ્વૈત બ્રહ્મના વિભાગ પાડી નાંખ્યા છે.

દશ અવતારો ધારણ કરીને જે જે લીલાઓ કરી બતાવી તેમની જગ્યાઓ ઉપર જઈને જોતાં તેમના ધામ બધાં સૂના દેખાયાં. આવી રીતે જયાંને ત્યાં જઈને પંડિત પૂરાણીઓને પૂછવામાં આવે, તો જન્મમરણવાળા ઈશ્વરોને તે જ જગતકર્તા છે એમ જણાવે છે, મારો છેલ્લો એક જ પ્રશ્ન છે કાળના ભયમાંથી મને જે બચાવે તેને મારા તન-મન-ધન સમર્પણ કરી દઉં.

જ્ઞાન દ્રષ્ટિએ નિશ્ચય કરીને જોતાં જણાયું કે આ અસાર સંસારમાં ઈન્દ્રિયોના વિષયો ભોગવવામાં તેમજ દેહના સંબંધીઓ સાથે સ્નેહ રાખવામાં લેશમાત્ર સુખ નથી, એવું જાણીને મારા અંતરમાં સાચા સર્જનહાર સ્વામીને પ્રાપ્ત કરવાનો અતિ વિરહ ઉત્પન્ન થયો તેથી સાચા સકર્તાપતિ વિના મને બીજું કાંઈ યાદ આવતું નથી. દ્રષ્ટાંતે જેમ સ્વાંત પક્ષીને તરસ લાગે ત્યારે સઘનઘનમાંથી વરસતા વરસાદ સિવાય પૃથ્વી ઉપર આવેલા કોઈપણ જળાશયનું પાણી પીતું નથી એવી રીતે આપનપુને નિજપતિના લક્ષ જ્ઞાન વિના નિર્મળ વૈરાગ્યવાનને બીજી ત્રીજી વાતો ઉપર પ્રિતી થતી જ નથી. જ્ઞાન ગતિનું પોષણ કરવા ભગવાન કરૂણાસાગર આ પૃથ્વી ઉપર પધાર્યા છે. તે પરમ દયાળુ પ્રભુના અનિનભકિતનાં અધિકારી જે  જે ભકતજનોએ દર્શન કર્યા તેના અનેક જન્મોના પાપોનો નાશ થઈ ગયો છે. સર્વજ્ઞ પરમગુરૂને જોતાં જણાયુ કે આ બાજુ મૃત્યુલોક અને તે બાજુના દેવલોક જયાં ને ત્યાં સર્વે અંશો માયાના વિલાસમાં લોલીન થઈ ગયા છે, તેથી હું કોણ અને મારા કર્તા કોણ ? એ બંને પદને કોઈપણ ઓળખી શકેલા નથી. સર્વે અંશોને

પરમપદના પરમસુખની પ્રાપ્તિ કરાવવા નિજ કૈવલ કર્તાએ ભગવાન કરૂણાસાગરનું અતિદિવ્યતનું ધારણ કરીને પ્રગટ થયા છે. જે જે આરતવાન સંત સજજનોએ પરમ દયાળુ પ્રભુના દર્શન કર્યા તેમના અંતર હૃદયમાં પરમ આનંદની તૃપ્તિ થઈ. જગત રચનાની આદ્યથી અત્યાર સુધીમાં ગુરૂ ધર્મને અનુસરનાર જ્ઞાની મહાપુરૂષો ઘણી સંખ્યામાં થઈ ગયા છે તે સગુણ નિર્ગુણના સિદ્ધાંતો વેદશાસ્ત્રોમાં તપાસી જોતાં અનેક સંતોના પુરાવા મળી આવે છે. જે જે ગુરૂના શિષ્યો પોતાના તન-મન-ધન ગુરુના શરણમાં અર્પણ કરી દાસત્વ ભાવે આધિનતામાં રહીને કોઈ પ્રકારનું અંતર રાખ્યા સિવાય ગુરૂની સેવા કરી છે. તે શિષ્ય ઉપર ગુરુ કૃપાવંત થઈને જ્ઞાન ભકિત અને વૈરાગ્યની વિભૂતિઓ જોઈને અધિકાર પ્રમાણે ગુરુદેવે ગુરુગમ બક્ષીસ કરી તેવા શિષ્યોને પોતાના સમાન બનાવી દીધા છે, જીજ્ઞાસુ મુમુક્ષુજનોને કૃપાપાત્ર થવા સંબંધનું દષ્ટાંત આપીને સત્ય સિદ્ધાંત સમજાવવામાં આવ્યો છે એવી રીતે કે પરમગુરુરૂપી વૃક્ષને અતિ ઉત્તમ ભકિતના અધિકારી શિષ્યો કળી સમાન થઈને અહોનિશ પરમગુરૂની એકતામાં રહે છે. અનિનભાવે એકમેક થઈને રહેતા હોવાથી એક ક્ષણવાર પરમગુરૂથી ભિન્ન પડતા નથી. તેને જ પરમગુરુની કરૂણાનો રસ અવિરલ ધારાએ મળે છે. સર્વાતિત સર્વેશ્વર પ્રભુ સર્વજ્ઞ ગતિવાન મહાન ચૈતન સુજાણ જાણ સ્વરૂપે અખંડ રહેલા છે. તે સર્વ સત્તાધિશના શરણમાં મારું ચિત્ત વસીને અચળપણે કાયમ સ્થિર રહ્યું છે. તે અનંત દયાળુનુ શરણ છોડીને એક ક્ષણવાર ચલિત થતું નથી. કારણ કે ન્યાય સહિત દ્રષ્ટિએ નિર્ણય કરી જોતાં તે પૂર્વેશ્વર પ્રભુના સમાન બરાબરી કરી શકે એવો અનંત બ્રહ્માંડોમાં બીજો કોઈ ભગવાન જ નથી, નિજ સકર્તા પતિએ પોતાને શુદ્ધ સંકલ્પ થવાથી અંતર બાહ્ય હેતુ

ધારણ કરીને સમસ્ત જગતનું સર્જન કર્યું છે. તે પુરૂષ પ્રકૃતિ ચૌદ લોકના દેવદાનવ માનવ સ્થાવર જંગમ વિગેરે વિધવિધ પ્રકારની દ્રષ્ય અદ્રષ્ય અનંત ઘાટોની જગત રચના સર્જનહાર સ્વામીએ પોતાની સ્વઈચ્છા દ્વારા કરેલી છે. તે સર્વે ઘાટોમાં મોટામાં મોટો દેવોને દુર્લભ એવો મનુષ્ય દેહ મળેલો છે  તે મનુષ્ય દેહ દ્વારા સદ્‌ગુરૂનો જ્ઞાનબોધ લઈનેહું કોણને મારા કર્તા કોણ ? તે યથાર્થ સમજી પ્રભુ પદ પ્રાપ્ત કરી શકાય છે. છતાં જગતના મનુષ્યતનુધારી લોકોએ સજાતિ સકર્તાપતિને ત્યજી દઈ મન માપક પતિને માની તેજ અમારા કર્તા છે. તેમનું સ્મરણ ધ્યાન અને ઉપાસનાઓ કરે છે. પરંતુ તે જન્મ મરણવાળા હોવાથી તેમનાં દેહોનો અંતકાલ આવતા નાશ પામે છે. એ વાતને કોઈપણ સમજી શકતા નથી. જગતરચનાની આદ્યથી સર્વ જીવોને જન્મમરણનો અસાધ્ય રોગ લાગુ પડેલો છે. તે અસાધ્ય રોગને મટાડવાનો ઉપાય કોઈપણ જીવ કરી શકયા નથી. બીજા ત્રણ ગુણના જે દોષ લાગેલા છે તેને વશ પડીને આધિન થઈ જીવ માત્ર અધોદ્રષ્ટિનું આચરણ કરે છે. રજો ગુણની દસ આકાંક્ષાઓ દસ ઈન્દ્રિયો દ્વારા માયાના ભોગની પ્રવૃત્તિ કરે છે. એવી રીતે સત્વગુણના ચાર અંતઃકરણો તેમાં મન અંતઃકરણ માયિક પદાર્થોના સંકલ્પો કરે છે. બુદ્ધિ તેનો ઘાટ ઘડીને નિશ્ચય કરાવે છે. અહંકાર અંતઃકરણ તેનો તોલ કરીને કામ ચિત્ત અંતઃકરણને સોંપે છે ત્યારે ચિત્ત અંતઃકરણ ચિતવન કરીને તે વાતને અમલમાં મૂકી તેનું પરિણામ લાવે છે. તે જ પ્રમાણે તમોગુણના પંચમભૂતને પંચ માત્રાઓ બાહ્ય દ્રષ્ટિએ જે તત્વોની માત્રા હોય તે તત્વની ઈન્દ્રિ અંતઃકરણ અને વૃત્તિને ખેંચીને જયાં જેવો મતલબ પડેલો હોય ત્યાં લઈ જાય છે. એવા ત્રણ ગુણના દોષો સર્વ શરીરોમાં રહેલા હોય જીવ માત્ર તે દોષોની બીમારીમાં ભાન ભૂલીને અચેત્ત થઈ

ગયેલા છે. બીજા સાધ્ય રોગ પણ ઘણા પ્રકારના હોવાથી એકપણ રોગને કોઈ પણ જીવ જાણી શકતો નથી. હવે સર્વ રોગમાંથી જીવોને બચાવી લેનાર સંપૂર્ણ ગતિના પરમોપકારી હકીમ મળે તો અનેક રોગોમાંથી જીવોને મુકત કરી શકે. સર્વે ગરીબજીવોનું દુઃખ જોઈને દયા કરીને દુઃખ નિવારવા અનંત દયાળુ અંતરિક્ષમાંથી અમૃત જડી લઈને આ પૃથ્વી ઉપર પધાર્યા છે. કોઈ દુઃખી જીવ પરમદયાળુ પ્રભુના શરણમાં આવે તો તે દુઃખીજીવનો હાથ પકડીને તેના દુઃખરૂપી જંજાળ તરત જ દૂર કરી દે છે.

ચૈતનચિદ્રૂપી સઘનઘનમાંથી અનુભવ અમૃતના વરસાદના સરવરીયા વરસે છે. તે અખંડ સુખ કોઈ કોઈ વિરલા સંત ઝીલે છે. તે પરમસુખના સાગરમાંથી સદ્, ચિદ્ની લહેરો અનેક ઉઠતી હોવાથી તેના અથાહ આનંદનું સુખ વિદેહ દશાના સંત ભોગવતા હોય અતિ-તૃપ્તિનો આનંદ અનુભવે છે. જે બ્રહ્માનંદ ભરપુર ભરાઈને રહેલો છે તેમાંથી અવિગત નાદોની અતિ રસિક ગર્જનાઓ થતી હોવાથી તેને સાંભળતાની સાથે સમસ્ત સૃષ્ટિનું ભાન ભૂલી જવાય છે ત્યારે નાદ પણ શૂન્યમાં સમાઈ જતો હોય, અંશવૃત્તિ સચેત થઈને બ્રહ્મભૂમિકા ઉપર સુજાણ જાણ દ્વારા નિરીક્ષણ કરે છે ત્યાં અનેક ચૈતન અંકુરો નિજપતિની અખંડ એકતામાં રહીને નિજાનંદની મોજનું અથાહ સુખ ભોગવતા હોય તેના પરમ આનંદનું વર્ણન મન વાણી દ્વારા થઈ શકે તેમ નથી.

નિજ સકર્તા પતિ ઘણા ખંતિલાને હોંશિલા હોવાથી સમસ્ત જગતની રચનાનો ખેલ કરવાની જયારે પોતાને ઈચ્છા થાય છે ત્યારે અંતર બાહ્ય હેતું ધારણ કરીને પુરૂષ પ્રકૃતિ અને ચૌદ લોક તેમજ ચોર્યાશી લાખ પ્રકારના ઘાટોના વિભાગ પાડી એકબીજાની સાથે મળતા ના આવે એવા ભિન્ન ભિન્ન ઘાટો રચીને, વિધવિધ ભાત વાળો જગતનો

ખેલ સર્જનહાર સ્વામીએ ખડો કરેલો છે.

લૌકિક દ્રષ્ટિએ બાર માસ પૂરા થતા ત્રીજા વર્ષે અધિક માસ આવે છે. તે અધિક માસનું મહત્ત્વ મહાન શ્રેષ્ઠ હોવાથી, ધર્મભાવનાવાળા મનુષ્યો પુન્યદાનને સંતની સેવા, સત્સંગ અને પ્રભુસમરણ ધ્યાન પણ કરે છે. એવી જ રીતે લક્ષ ભજન કરવાવાળા ઉપાસક જન હોય તેના લેવાતા મુકાતા શ્વાસના  સુક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રણવમાં વિરામ પામી જાય છે ત્યારે તે ઉપાસક જન પાંચ તત્ત્વની ઉપાધિમાંથી નિવૃત્ત થઈ તેની અંતર વૃત્તિ દ્વાદશ આંગળના પ્રણવ પર સ્થિર થાય છે. તે દ્વાદશ આંગળનો પ્રણવ પુરણ બ્રહ્મમાં સમાઈ જાય છે. તે બ્રહ્મજ્ઞાની, બ્રહ્મદર્શી સંતપુરૂષો સમજીને તે બ્રહ્મને પોતાનું સ્વરૂપ માનીને નિશ્ચિત થયા છે પરંતુ વેદોએ અપાર અર્થોની ખોજ કરીને નિરૂપણ કરી બતાવ્યું છે. તે સદ્, ચિદ્ ને આનંદ એ ત્રણ પદો નક્કી કરાવીને તેમાં જ વેદો અટકી ગયા છે. પરંતુ જે પદ માટે નેતિનો પોકાર કર્યો છે તે નિજ કૈવલ કર્તાનું પદ સર્વોપરી ન્યારું રહેલું હોય, વેદો નહિ જાણી શકવાથી વર્ણન કરી શકયા નથી.



# કકકા ગ્રંથની પ્રસ્તાવના

સર્વજ્ઞ પરમગુરૂના ચરણોમાં વસવાની જેને આરત ઉત્પન્ન થઈ હોય એવા અધિકારીઓએ જગતના વહેવારની આશાનો પ્રતિજ્ઞા પૂર્વક ત્યાગ કરવો જોઈએ. તે સત્ય નિત્ય પરમગુરૂના સ્વરૂપને જેણે પ્રાપ્ત કરવું હોય એવા વૈરાગ્યવાન અધિકારીજનોએ પરમગુરૂના વચન અનુસાર સત્ય રહેણીમાં રહીને તન મનને અર્પણ કરી લક્ષ ભજન કરે તો પરમગુરૂનું નિર્ભય સ્થળ પ્રાપ્ત થઈ શકે છે. જગતના મનુષ્ય તનુધારી સર્વ જીવોના મન અને સુરતા સંસારભોગના વિષયમાં ગળીને લીન થઈ ગયા છે તેથી સંસાર સાગરની પાર કોઈપણ જીવ જઈ શકતા નથી. એ કારણને લઈ સર્વ જીવોના શરીરરૂપી ઘરમાં કામ, ક્રોધ, મદ મચ્છર, મોહ આદિ શત્રુઓએ જીવોને પકડીને કબજે કરી લીધા છે. તે શત્રુઓના હાથમાંથી છુટવાનો ઉપાય પરમગુરૂ બતાવે છે કે અમારા અગમ્ય ઘરનો અવિગત નાદ તેમાં તમારી નુરતાનું નિશાન પહોંચાડીને તમારી સુરતાનો લક્ષ નાદમાં લાગવો જોઈએ. ત્યારે ત્રણ દેહના વિજાતી તત્વોને બાદ કરી મહા કારણને શોધી પરમકારણમાં સ્થિર થશો તો સર્વજ્ઞ પરમગુરૂ કૃપાવંત થઈને તમને અંશ અંશીની એકતાનો લક્ષ બક્ષીસ કરશે. સચેતન વૃત્તિના જીજ્ઞાસુજનોએ દેવાધિદેવ મહાદ ચૈતન સજાણ જાણ સ્વરૂપે રહેલા સર્વજ્ઞ પરમગુરૂની ઉપાસના તનમનધન સમર્પિને અતિ આરતપૂર્વક કરવાની છે. તે ઉપાસના કરવાથી પરમગુરૂ કૃપાવંત થઈને તમને અખંડ વનમાં નિવાસ કરાવશે. પરમવિભૂતિવાન પરમકૃપાનિધિ પ્રભુનું નિત્ય સ્વરૂપ અનાદિનું હોય સદાને માટે અકળ ગતિએ રહેલું છે. તેથી સિર્ગુણ નિર્ગુણના સિદ્ધાંતવાદી વાદ કરીને કોઈપણ સમજી શકે તેમ નથી. પરમ કૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરૂનાં પ્રગટ અને ગુપ્ત બન્ને ચરણમાં

તે સંત સજજનોએ પોતાની ચૈતન વૃત્તિરૂપી ચિત્તને ધારણ કરી ધ્યાન ધરે છે તેના અનેક જન્મના પાપ એક પલકમાં પ્રલય થઈ જતાં હોવાથી પોતાનું નિજ સ્વરૂપ જાણીને પરમગુરૂને યથાર્થ ઓળખી નિજાનંદને પ્રાપ્ત કરી શકે છે. પૂજયશ્રી નરવેદસાગર મહારાજ જગતમાં જાહેર પોકાર કરીને કૈવલ મોક્ષની ઈચ્છાવાળા અધિકારીજનોને જણાવતાં કહે છે કે સર્વજ્ઞ પરમગુરૂનું સુજાણજાણ સ્વરૂપ રૂપ અરૂપથી ન્યારું રહેલું હોવા છતાં જગત જીવનું કલ્યાણ કરવા પરમ કૃપાવંત થઈને દિવ્ય વિભૂતિનો અદ્‌ભૂત દેહ ધારણ કરી સારસાપુરીમાં પધારી દાસજનોને દર્શન દઈ પાવન કર્યા છે. કરોડો જન્મના પૂન્ય જેનાં એકી સાથે ઉદય થયા હોય એવા જવરલા જન અધિકાર લઈને જન્મેલા હોય તે જ દિવ્ય દ્રષ્ટિએ નિર્ભય પરમગુરૂના સ્વરૂપને જોઈ તેના સર્વે મનનાં મનોરથ પૂર્ણ થઈ જાય છે. એક પરમગુરૂ સિવાય નામરૂપ ગુણની આઘે જયાં સુધી જગત વિસ્તાર પામેલું છે ત્યાં સુધી સર્વે માયાનો પ્રપંચ હોય છેવટે નાશ પામવાવાળો છે. દ્રષ્ટાંતે જેમ કોઈ પ્રતિવ્રતા નારી તેના પતિની આધિનતામાં રહી આજ્ઞાઓનું પતિ સાથે લેશ માત્ર અંતર રાખતી નથી. પતિના પ્રેમરંગમાં રંગાઈને પતિનું જ ધ્યાન ધરે છે એવી પતિ સાથેની અડગ ટેક હોય શરીરના છેલ્લા શ્વાસ સુધી ખંડિત થવા દેતી નથી. સારા સારને સમજી શકે એવા સજજનોને જ્ઞાનબોધ આપીને જણાવવામાં આવ્યું છે કે ભવના ફેરામાંથી છૂટી જવાની ઈચ્છા હોય તો સદ્‌ગુરુનું શરણ શોધીને તે ગુરૂ શરણમાં નિવાસ કરીને સ્થિર થવું અને પૃથ્વી પર આવેલા સર્વે તીર્થોનો ત્યાગ કરવો ને કાશી જવાની સ્વપ્ને પણ ઈચ્છા કરવી નહિ. કારણ કે બાહ્ય દ્રષ્ટિમાં જેટલા જડ કર્મો છે તે કરવાથી અત્યાર સુધી કોઈ ભવ પાર થયું નથી.

જીવ માત્રના શરીરરૂપી ઘરમાં ઘણા ડાકુઓએ આવીને વાસ કરેલો છે... તે ડાકુઓએ સર્વ જીવોની શુદ્ધબુદ્ધિ અને પવિત્રતા ને જે અંશનું ચૈતન વિત્ત હતું તે ખાઈને ખાલી કરી દીધું છે. આ જગતમાં મહાન શ્રેષ્ઠ પરમગુરૂની અનિન ભકિત છે. તે સદ્‌ગુરૂના લક્ષ બોધ દ્વારા અતિ આરતપૂર્વક તનમનને દઢ કરી ગુરૂ વચન ઉપર વિશ્વાસ લાવીને, અતિ ઉજાગ્રત પણે ભકિત કરવામાં આવે તો અખંડાનંદ પ્રભુ રીઝીને પ્રભુના પૂરા પ્રેમાળુ અધિકારીજનને વશ થાય છે. જયારે નિજાનંદ સર્વજ્ઞ ગુરૂ જે પ્રેમાળુ જનને આવી મળે છે તેનું ચોરાસીનું ઋણ સદાને માટે છૂટી જાય છે.

સર્વ વિભૂતિવાન સર્વેશ્વર પ્રભુ અનેક અંશોના નિજ નાથ છે જેણે એક પલકમાં સમસ્ત ખલકની રચના કરી છે તે પ્રભુ અરૂપીને અવ્યકત હોવા છતાં અકળ વિભૂતિઓનો દેખાવ માત્ર દેહ ધારણ કરીને સંત સજજનોને સાક્ષાત દર્શન દીધા છે. જગત પસારામાં નામરૂપ ગુણની આદ્ય દ્રષ્ટ અદ્રષ્ટ જેટલા માયાના પદાર્થો છે તે સર્વે થાહવાળા હોવાથી છેવટે નાશ પામે છે ત્યારે સર્વજ્ઞ પરમગુરૂ અથાહ ગતિવાળા હોવાથી સર્વ જીવો પર દયા દ્રષ્ટિને હેત એક સરખુ રાખે છે. સર્વ જીવોના મોક્ષ દાતા હોઈ બ્રહ્મા, વિષ્ણુને મહેશ્વર પરમગુરૂના ચરણોની સેવા કરે છે.

પરમગુરૂના સર્વજ્ઞ સ્વરૂપને યથાર્થ ઓળખી પ્રાપ્ત કરવું તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર જેવાને પણ દુર્લભ છે. બીજા લીલાના કરવાવાળા અંશાવતારી પુરૂષો જુગે જુગમાં આવે છે. એ વિશેષ ગતિના હોવા છતાં તે પોતાના સ્વરૂપને ઓળખી શકેલા નથી તો પછી પરમગુરૂને ઓળખવા તેમને અતિ દુર્લભ છે તો જગતમાં સામાન્ય ગતિના જીવો કેમ કરીને

ઓળખી શકે ? હે પરમ કૃપાનિધિ પ્રભુ આપ પરમ ઉપકારી પરમપદ દાતા હોવાથી આપને અનેકવાર ધન્ય ધન્ય છે. આપ અનેક તનુધારી જીવોના પ્રાણેશ્વર હોય પ્રાણના પ્રેરક કરવાવાળા આપ નાથ છો. જેથી ઘટોઘટમાં ગુપ્ત પ્રગટ થતી ક્રિયાને જાણવાવાળા અંતરજામી છો. સિર્ગુણ નિર્ગુણ ને સર્વ અંશોથી ન્યારા રહેલા સર્વજ્ઞ પરમગુરૂનો ચાર વેદોએ નેતિ કહીને પોકાર કર્યો છે. તે સર્વ જીવોના સાક્ષી સજાણ જાણ પદને નહિ જાણી શકવાથી પાછા વળીને ચારે વેદોએ ત્રણ પ્રકારના શબ્દોનો ઉચ્ચાર કર્યો છે. જે પૂર્વેશ્વર પ્રભુએ શુદ્ધ સંકલ્પથી અનંત બ્રહ્માંડો બનાવીને વિધવિધ પ્રકારના અનેક ઘાટો સર્જીને પોતાના સજાતિ અંશોને સર્વે ઘાટોમાં વસાવ્યા છે. તે પ્રભુને નહિ જાણી શકવાથી વર્ણન કઈ રીતે કરી શકે ? તેથી નેતિ પોકારી હારી ગયા છે. તે સર્વેશ્વર પ્રભુ સર્વજ્ઞ પરમગુરૂનું સ્વરૂપ ધારણ કરીને પ્રગટ થયા છે. તેમનો ચૈતન અમલ ચરાચર ઘાટોમાં ચાલતો હોવાથી સર્વે અંશોના મહારાજા છે.

દ્રષ્ટાંતે જેમ ફૂલના વૃક્ષને ફૂલ લાગે છે. તે ફૂલ જયાં સુધી ખીલીને ફુલતું નથી ત્યાં સુધી વૃક્ષ તેને રસનું પોષણ કરે છે. જયારે પુષ્પ ફુલીને ખીલે છે ત્યારે વૃક્ષ તરત જ તેને છટકાવી દે છે. તે દ્રષ્ટાંતના ન્યાયે પરમગુરૂ વૃક્ષને શિષ્યરૂપી પુષ્પો લાગેલા છે. તે પુષ્પ કળી રૂપે લાગેલું રહે ત્યાં સુધી પ્રેમ ધરાવીને કરૂણાનું પોષણ કરે છે. પરંતુ તે શિષ્યમાં અહંપણું અને અભિમાન આવે તેને ફુલની જેમ ફુલેલો કહેવામાં આવે છે. તેથી ઉનમત થઈ ગયેલા શિષ્યને સદ્‌ગુરૂ સહાય કરીને પાસે રાખી શકતા નથી. ભગવાન કરૂણાસાગરના શરણમાં હું વારંવાર કુરબાન થઈ જાઉં છું. પરમ કૃપાનિધિ કલ્યાણ કરવાવાળા હોવાથી જગતના જિજ્ઞાસુજનોનું પાપ હણી લઈને નિયમમાં રાખી નિયંતા પ્રભુ જડ ચૈતન્યનો નિવેડો કરી

અધિકારીજનોને શરણમાં લઈ પોતાના અખંડિત સદ્‌પદમાં સ્થાપિત કરે છે. જેમની કૃપા દ્રષ્ટિએ મારા મનના સર્વે મનોરથ પૂર્ણ થયા છે. શ્રીમંત કુવેર પ્રભુ મારા શિર ઉપર આવીને પોતે બીરાજમાન થયા છે જેથી બીજી કોઈપણ ઈચ્છા થતી નથી. જયારે પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરૂની પૂર્ણ મહેર થઈ ત્યારે ભવના ફેરા ફરવાનું મહા સંકટ સદાના માટે દૂર થઈ ગયું. જયાં સકર્તા પતિ સ્વધામમાં કાયમ અખંડ બિરાજે છે તે ધામ સર્વાતિત આવેલું હોવાથી અતિ અગમ્ય અને અલૌકિક હોય ત્યાં કોઈ પ્રકારની વાણીના ઉચ્ચારમાં લાવી શકાય એવું નથી. તે અકથ્ય અક્ષરાતિત પદ કેમ અને કેવી રીતે જાણીને પ્રાપ્ત કરવુ, તે અતિ ગુપ્ત આદિ અનાદિથી તે અદ્યાપિ સુધી મોઘમ રહી ગયેલું છે. તે પદને જાણવાની અગમ્યગમ જયારે સવર્જ્ઞ પરમ કૃપાનિધિએ મારા ઉપર કૃપા દ્રષ્ટિ કરી ત્યારે હું જાણી શકયો છું.

નિજ પરમપતિ બહુરંગીલા હોવાથી દ્વૈત પ્રેમના રંગમાં રંગાયેલા છે. તે નિજપતિના સ્વરૂપને પરમગુરૂની કૃપાએ કોઈ અંશ જાણી શકે તો અતિ રસિક અનુપમ સુંદરતાવાળા હોય તેમની સાથેનો પ્રેમ એક વાર દર્શન કર્યા પછી તે પ્રેમ સોહાગ કદાપિ છૂટતો નથી એવા સર્વે અંશોના પરમ પ્યારા પ્રભુ છે. તે પ્રભુએ જગત રચનાનો દ્વૈત વિલાસ બહુ ભાતનો બનાવેલો હોવાથી કોઈ અંશને વિલાસ ઉપર અભાવ થતો નથી. પરમ કૃપાનિધિ પૂર્વેશ્વર પ્રભુનું અતિ અગમ્ય અવિગત સ્વરૂપ લક્ષમાં ના આવે એવું અલક્ષ હોવા છતાં જગતજનોના પરમ કલ્યાણ અર્થે પરમ દયાળુએ દયા કરીને પ્રત્યક્ષ લક્ષ રૂપ ધારણ કરીને પ્રગટ થયા છે. તે પ્રભુનું પરમ તેજસ્વી સ્વરૂપ જેઈને સૂર્ય પણ લજજા પામે છે. અનંત કામદેવની સુંદરતા એક રૂપમાં સમાય એવું અનુપમ સ્વરૂપ ભગવાન કરૂણાસાગરે

ધારણ કરેલું છે. જેથી વર્ણન કરી જણાવવામાં મારી બુદ્ધિ હારી જાય છે. પુરવેશ્વર પ્રભુ, જગતના જનો ઉપર પરમ કૃપાવંત થઈને મહાન, ચતુરાઈપૂર્વક અંકુરી વિભૂતિઓનો દિવ્ય દેહ ધારણ કરીને, પૃથ્વી પર પધાર્યા છે. તે પ્રભુ અતિ સુશોભિત હોઈ, અતિ સુંદરતાવાળુ સ્વરૂપ જોઈને જગતના જિજ્ઞાસુજનો પૂરા પ્રેમથી પ્રભુના શરણમાં આવી દર્શન કરતા, પ્રભુના પ્યારા સ્વરૂપને નિહાળી તેમના મન લીન થઈ ગયા છે. જગત રચનાની આદ્યથી નિરંજન પુરૂષ, આદ્ય શકિત, ત્રણ ગુણના દેવો અને ચૌદલોક સહિત સ્થાવર અને જંગમ વિગેરે અનેક ઘાટોની નિજકર્તાએ રચના કરી છે. તેને સિર્ગુણ પક્ષ કહેવાય છે તેમાં નિર્ગુણ બ્રહ્મ આકાશ જેવું હોય, સર્વે ઘાટોમાં એક સરખુ વ્યાપક થઈને રહેલું છે તેને નિર્ગુણ પક્ષ કહીને વેદોમાં વર્ણન કરી બતાવ્યું છે. બન્ને પક્ષથી આપનપુ ને પતિપદની એકતા કરાવનાર નિજલક્ષ રૂપી સદ્‌ગુરૂની દિક્ષા અલગ રહેલી છે. તે પરમ-ગુરૂની પૂર્ણ મહેર થયા વિના પ્રાપ્ત થઈ શકતી નથી. નિજપતિને મળવાની અંતર આરતવાળો અધિકારી જન સદ્‌ગુરૂનાં અગમ્ય શબ્દની ખોજ કરીને જે સર્વજ્ઞ પરમગુરૂનાં શરણમાં આવે છે તેને પરમગુરૂ કૃપા કરીને નિજ લક્ષ બક્ષિશ આપીને, તે અંશને લેખ રહિત કૈવલ કર્તાના ધામમાં પહોંચાડી દે છે. પરમગુરૂનાં વ્યાપક સ્વરૂપમાં ઘણાં પ્રકારની સંપૂર્ણ કળાઓ સમાઈને રહેલી છે. તે કળાઓના સર્વજ્ઞ સદ્‌ગુરૂ સ્વામી હોય જગતમાં જયાં જેવી જરૂર દેખાય ત્યારે તે કરૂણા દ્વારા સહાયતા કરે છે. તે પ્રભુની પાસે બહુ વિશેષ વિભૂતિઓ હોવાથી પોતે બહુનામી કહેવાય છે. જેમ કે સર્વાતીત, સર્વજ્ઞ, સર્વેશ્વર, પુરવેશ્વર, પરમ વિશેષઅંશ, પરમગુરૂ, કરૂણાસિંધુ, દીનબંધુ, ભગવાન કરૂણાસાગર અને શ્રીમંત કુવેર સ્વામી, આ પ્રમાણે નિજનાથ બહુનામવાળા છે.

હરિ સ્વરૂપે રહેલા ભગવાન કરૂણાસાગરને મળવાની જેને અંતર આરત ઉત્પન્ન થઈ હોય એવા સંત સજજનોએ પ્રગટને ગુપ્ત માયાની ઉપાધિનો ત્યાગ કરી અતિ ઉજાગ્રત પણે રહીને સ્થિર થવાથી, હરિની સાથે હાથોહાથ મેળાપ થઈ શકે છે. ત્યારે ભવદુઃખ ભંજન કરૂણાસિંધુ હરિ અનેક જન્મના પાપ અને જગતની આદ્યથી થયેલું અજ્ઞાન હણી લઈને અંશને નિજ સ્વરૂપે કરે છે. તે સ્વરૂપે થયેલો અંશ ચૌદ લોકમાં કહેવાતા સર્વે પ્રકારના નાથોના નિજ નાથ પરાપાર રહેલા છે તેમની એકતામાં એકમેક થઈને શરણાંગત અંશ અખંડાનંદનું સુખ ભોગવે છે.

પૂજયશ્રી નરવેદસાગર રચીત રવેણી પદ હસ્ત લેખિતમાંથી મળી આવેલું હોય અત્રે મૂકવામાં આવ્યું છે. તેમાં સંતની અલૌકિક રહેણી કરણી ને લક્ષ જણાવવામાં આવ્યો છે. તે સંત પુરૂષનાં નેણવેણને લક્ષણો સહિત જેવું વર્તન કરે છે તેનું વર્ણન કરીને દર્શાવવામાં આવ્યું છે. એવા સંત સર્વજ્ઞ પરમગુરૂની અખંડ એકતામાં રહેવાવાળા હોવાથી ક્ષણવાર જુદા પડતા નથી. તે જ્ઞાન સંપ્રદાયના સંત સાધુઓને જોઈને વિચારી સમજવા અને અનુસરવા નમ્ર વિનંતિ કરવામાં આવી છે.

હવે ખટ સંપતિનું વર્ણન કરીને પૂજયશ્રી નરવેદસાગર મહારાજે સમજાવેલું છે. તે ખટ સંપત્તિને સાધ્ય કરનાર સંત કૈવલ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

એવા પરમાર્થી સંત પુરૂષો કોઈ જિજ્ઞાસુજન તેમના શરણમાં આવે તો તેને પરમગુરૂનો લક્ષ બોધ આપી ભવબંધનમાંથી મુકત કરી શકે છે. એવા હેતુથી પૂજય નરવેદસાગર મહારાજ જેવા મહાપુરૂષો આપણા પરમ કલ્યાણ અર્થે ગુરૂગમ પ્રસાદી બક્ષીસ કરી ગયા છે તેને

હંસ ગતિની વિવેક દ્રષ્ટિવાળા જીજ્ઞાસુજનો હશે તેજ ગ્રહણ કરી શકશે.

પૂજયશ્રી નરવેદસાગર મહારાજે ત્રણ ચોપાઈમાં રેકતાની રચના કરી બતાવી છે. તેમાં સર્વે જીવોના પરમ કલ્યાણનો હેતુ વિચારીને જ્ઞાન ભકિત વૈરાગ્યનો સમાવેશ કરેલો છે તેને વિવેક બુદ્ધિવાળા સંત સજ્જનો ખોજ કરીને યથાર્થ સમજી શકશે. આ સંસારમાં કોઈ વિરલા સંત ભગવાન કરૂણાસાગરનો ભેખ ધારણ કરીને તેમના લક્ષ ટેક ઉપર ટકી રહેવાવાળા શરીરના છેલ્લા શ્વાસ સુધી લક્ષના નિશાનને ચુકતા નથી તેજ કૈવલ પદની પ્રાપ્તિ કરી શકે છે.

પહેલી સ્તુતિમાં પૂજય શ્રી નરવેદસાગર મહારાજે અંતરહંગનો ભાવ ભરીને નિરૂપણ કરી બતાવ્યું છે. તે ભગવાન કરૂણાસાગરને અંગીકૃત હોવાથી અમરમંત્ર સમાન છે. મહાન સમર્થ પરમગુરૂનું વ્યાપક સ્વરૂપ દેવાધિદેવ હોય તે પરમકૃપાળુનું મહામંગળમય દિવ્યતનું અતિ સુંદરતાવાળું હોવાથી તે પ્રભુ પરમસુખ બક્ષીસ કરનાર ઘનશ્યામ સ્વરૂપે અજ્ઞાની જીવોને જ્ઞાનામૃતનું પાન કરાવે છે.

જે સોહમ તે જ ભગવાન કરૂણા સાગરનું કાયમ સ્વરૂપ હોય જેમનાથી સમસ્ત સૃષ્ટિનું સર્જન થયેલું છે.

એ અકળગતિ સકર્તા સ્વામીની હોવાથી તે અવિનાશી પુરાતન પ્રભુ પોતાના સ્વધામમાંથી કદાપિ ચલિત થતા નથી. એવા પ્રભુ માયાની અનેક ઉપાધીઓમાંથી તેમજ તેના સર્વ અવયવોના આવરણથી રહિત અસંખ્ય કાળના અંતે જરે કે ખરે નહિ એવી અજરામર ગતિ સ્થાવર જંગમના સર્વ ઘાટમાં પ્રકાશી રહી છે.

પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે શુદ્ધ ૐકારને વિષે મારી અંતરવૃત્તિને સ્થિર કરી મહાન સમર્થ પરમગુરૂના સોહમ્ ચરણ કમળમાં હું નમસ્કાર કરું છું. તે ચૈતનચિદ્દ, ગુરૂપદ સર્વના શિર પરમશ્રેષ્ઠ હોય પૂંજ એટલે ગુરુના ચિદ્ સ્વરૂપના તેજનો પ્રકાશ અપરંપાર હોવાથી, ચૌદેલોકમાં વસતા સર્વ અંશો નિજ કદમ નિવાસા એટલે ઉપર જણાવેલા ચિદ્ સ્વરૂપમાંથી અંશવૃત્તિની ઈચ્છાએ ઓહંગ રૂપ અજંપો ઉત્પન્ન થયો તેને એક કદમ કહેવામાં આવે છે. તે કદમ રૂપ ઓહંગ પ્રણવની પાર, સર્વ અંશો નિવાસ કરીને રહ્યા છે.

આ ગ્રંથમાં પ્રેસ દોષ હોય તો સુધારીને વાંચવા વાંચકોને વિનંતી તેમજ કોઈપણ ચોપાઈનો અર્થ સમજફેર થયો હોય તો લખી જણાવવા વિનંતી. હું કોઈ વિદ્વાન કે વ્યાકરણી નથી તેમજ તત્વવેત્તા તથા જ્ઞાની તરીકેનો દાવો પણ કરતો નથી પણ પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરની પરમ પ્રેરણાથી મારી અલ્પ બુદ્ધિ અનુસાર કાયમ સમાજના સંત સજજનો આગળ વાંચવા વિચારવા અને અનુસરવા "નિર્મળ નરવેદ વિલાસ" ગ્રંથની પ્રસ્તાવના રજુ કરું છું.

**– લિ. મહંતશ્રી સરજ્યુદાસજી, ગુરૂ શ્રી મોહનદાસજી**



# નિર્મળ નરવેદ વિલાસ

## અનુક્રમણિકા





# ધૂનપદ

કૈવલ મંત્રનો હો, સર્વ શ્રેષ્ઠ જાપ છે;
એ પરમગુરુનો હો, પરમ પ્રતાપ છે. ટેક
સગુણના ઈષ્ટો સર્વ સલેખ છે, તેઓના મંત્રો ભિન્ન ભિન્ન અનેક છે;
એ ભરમ સંશય સહુ ભાગસે હો. .... સર્વ શ્રેષ્ઠ. ૧
બહીર કર્મનો શ્રમ છોડાવી, જાતી વિજાતીનો ભેદ બતાવી;
જડ ઉપાસના ઉથાપસે હો. .... સર્વ શ્રેષ્ઠ. ૨
જ્ઞાન વિવેકથી સારા સારનો, નિશ્ચય કરાવે ગુરૂ પરા પારનો;
દયાળુ દિવ્ય દ્રષ્ટિ આપશે હો. .... સર્વ શ્રેષ્ઠ.૩
સગુણ નિર્ગુણથી ન્યારા સકર્તા, વ્યષ્ટિ સમષ્ટિના કર્તા ને ધરતા;
સર્વજ્ઞ ગતિએ અમાપ છે હો. .... સર્વ શ્રેષ્ઠ. ૪
કૈવલવેત્તા કૈવલલક્ષ લખાવે, ઉભય હંગની એકતા કરાવે;
અંશને અંશીપદમાં સ્થાપશે હો. .... સર્વ શ્રેષ્ઠ. ૫
સરજ્યુ નિર્મળના સમર્થ સ્વામી, ગુરુ મોહનદાસ અંતર જામિ;
કાયમ કરૂણા દ્રષ્ટિ રાખશે હો. .... સર્વ શ્રેષ્ઠ. ૬

# સાખી

- તારા નિજ સ્વરૂપને નિહાળવા, રૂપગુણનો કરવો ત્યાગ;
  લક્ષમાં વૃત્તિ નિશ્ચય રાખી, પરમગુરુ સાથે અખંડ અનુરાગ.

- મનનો ઉદય જ્યાંથી થયો, તે સ્વરૂપમાં લાગે લક્ષ;
  મન જેનું હતું ત્યાં સમ્યું, પ્રભુ દેખાયા પ્રત્યક્ષ.

- પ્રેમ પુષ્પથી પૂંજા કરતા, પ્રભુ ભયા પ્રસન્ન;
  અંતરની આરત જોઈને, દયાળુએ દીધા દર્શન.

**– શ્રી સરજ્યુદાસજી મહારાજ રચિત**

આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ કૈવલ ત્વં નમામિ

॥ શ્રીમંત્ કરૂણાસાગર ભગવાન શ્રી કુવેર સ્વામી પ્રભુની કૃપાથી પૂજયશ્રી નરવેદ સાગર મહારાજ રચિત અથશ્રી નિર્મળ નરવેદ વિલાસ ગ્રંથ પ્રારંભતે ॥



## મંગલાચરણ (છપૈયા છંદ)



ॐ वंदु गुरु चरन शरन । साम्रथ किरतारन ॥

जीनु मानत जुग इश धीश । दशु शिर सरदारन ॥१॥

પરમકૃપાનિધિ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાન ગતિના અધિકારી પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પંચ તત્વના વિકાર રહિત શુદ્ધ નિહંગ પ્રણવ જેને ઓહંગ કહેવામાં આવે છે. તેના વિશે મારી સુરત નુરતને સ્થિર કરી પરમગુરૂના સજાણજાણ ચરણ શરણમાં વારંવાર નમસ્કાર કરૂં છું. તે અવિનાશી પરમગુરૂ સમસ્ત લોકના સર્જનહાર અપાર ઐશ્વર્યતાવાળા અવિગત નિજ કરતાર છે છતાં, તે કર્તાના સત્ય જ્ઞાનના અભાવે તેમને ત્યજી જગતભરના મનુષ્યો જેને ઈશ્વર તરીકે માને છે તે સર્વ ઈશ્વરોના ધણી "ધીશ" એટલે વ્યષ્ટિ સમષ્ટિને ધારણ કરી રાખનાર આદ્યગુરુ દશે અવતારોના શિર ઉપર મહાન સમર્થ સદ્ગુરુ છે તેમના હુકમ પ્રમાણે વિશેષ ગતિના અંશો પણ આજ્ઞાને અનુસરી વર્તી રહ્યા છે.

**सकल देवनके देव भेव । वीत वरजीत विलोकहु ॥**

**सर्वातित सर्वज्ञ अंग । अनुभव अविलोकहु. ॥२॥**

હે પરમદયાળુ પરમ કૃપાનિધિ પરમગુરુ ! આપ સર્વ દેવોના દેવાધિદેવ હોઈ પોતાના સ્વજાતિ અંશોને વિજાતી જડ ઉપાસનામાં ફસાયેલા જાણી તે અંશોને મુકત કરવાના હેતુથી “ભેવ વિત વરજીત” કહેતા સગુણ નિર્ગુણથી પર રહેલા અંશ અંશીપદની એકતાનો લક્ષભેદ બક્ષિસ કરવા નજર પસારીને જોવા લાગ્યા ત્યારે જોતા જણાયુ કે મારા વિના અંશોને નિજપતિનો મેળાપ કોણ કરાવશે? એમ વિચારી સર્વાતિત એટલે સર્વ ધામોથી ન્યારા હોવા છતાં સર્વજ્ઞ ગતિએ અનેક અંશોને બાજ અલૌકિક દિવ્ય દ્રષ્ટિના અખંડ અનુભવથી નિહાળતાં અંતરવૃત્તિમાં હેત ઉત્પન્ન થવાથી અંશોને તારવાની ઈચ્છા કરી.

**प्रथम अंग चर चेन येंन । धरे विपु विलासक ॥**

**करत निवास जन संत सुखद । निज भोवन सुधायक॥३॥**

હે અનંત દયાળુ ! આપે સ્વેચ્છાથી સર્વે અંશો પર દયા કરીને પ્રથમ ચૈતન ચિદ્દ સ્વરૂપમાંથી પરમ વિભૂતિનું અંગ કહેતા પ્રભાવશાળી “ચરચેન” એટલે નિજકર્તાની અલૌકિક જાણને જણાવનાર ચમત્કારી ચિન્હવાળું દિવ્ય શરીર ધારણ કર્યું. વિપુ કહેતાં તે આપનું સ્વરૂપ અખંડાનંદની મોજ આપવાવાળુ હોવાથી જે કોઈ

સંત સજજનો આપના શરણાંગત થયા તેઓ નિજ ઘરમાં નિવાસ કરીને 'સુધા' એટલે અમૃતમય સકર્તાપતિના પરમ સુખને પ્રાપ્ત કરી શકયા છે.

**दिव्य तनु घनश्याम। बदन पर चंद्र बिराजीत ॥**

**द्रिगन कमळ दधिमांय। कृपानिधि सुरत निधारित ॥४॥**

પરમ વિશેષ પરમ દયાળુ પ્રભુનું પ્રગટ સ્વરૂપ ઘનશ્યામ એટલે જ્ઞાનગતિના જમાવરૂપ અતિ ગંભીર અને ઘહેરુ મહા તેજસ્વી છે તે સમર્થ પ્રભુના મુખ ઉપર ચંદ્ર બિરાજેલો હોઈ તેમનું મુખ અતિ સુંદર શોભાયમાન હોવાથી તે કરૂણાસાગરરૂપી સમુદ્રમાં તેમના શિતળ નેત્રો અતિ સુંદર કમળ જેવા ખીલેલા છે એવા કૈવલ મોક્ષ દાતા કરૂણાદ્રષ્ટિએ પ્રસન્ન થઈ સર્વને નિહાળી રહ્યા છે.

**चरण चिन बरनेहु। संत सहु सुनो सजन जन ॥**

**मंगल करन विघन हरन, धरत ध्यान पावन करन. ॥५॥**

તે પરમ શ્રેષ્ઠ પરમ કૃપાળુ પ્રભુના ચરણ ચિન્હોના પ્રતાપનું વર્ણન કરૂં છું તે હે સંત સજજનો ! શુદ્ધ ચિત્તે સાંભળો ! એ મહાન સમર્થ પરમગુરૂના ચરણ-કમળનું ધ્યાન ધરવાથી પાપ રહિત પવિત્ર થવાય છે તેમજ 'મંગલ કરન' કહેતા તે પરમગુરૂના ચરણ પરમ કલ્યાણ કરનાર હોઈ કાળ માયાના કર્મ કલેશરૂપી વિઘનને હણી લઈ જન્મ મરણના મહાદુઃખથી મુકત કરે છે.

**करुणानिधि भगवान। करुणा करी जग पर घाडी॥**

**द्वैत मदन मन मोद। अंश रखी फेडी सब झाडी. ॥६॥**

સર્વ અંશો અદ્વૈત આનંદનું ભાન ભૂલીને જયારે "દ્વૈત મદન" કહેતાં કામાદિક વિષયોના મોહમાં પડયા ત્યારે 'મનમોદ' એટલે મનના ઉમંગે કરી, અધો દ્રષ્ટિએ નાશવંત સુખને ભોગવવા લાગ્યા તેથી અંતઃકરણમાં વાસનાનો જમાવ થયો. તે વાસનાના આવરણમાં સર્વજીવો ઘેરાયેલા જોઈ, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરે જગત ઉપર "ઘાડી" એટલે ઘણી કરૂણા કરીને જિજ્ઞાસુઓના અંતઃકરણમાં "ઝાડી" એટલે થયેલા વાસનાના જમાવને પોતે પરમગુરૂ કેવલ લક્ષ બોધના હથિયાર વડે "ફેડી" કહેતાં ઉખેડીને અંશને બચાવી નિર્મળ કરે છે.

**श्रीमत् कुबेर शरण प्रणाम। करुं कर जोरी॥**

**नारणदास स्तुति करुणा कर। करो मति मम भोरी॥ ७॥**

શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે કરૂણાસિંધુ ભગવાન! આપના ચરણકમળમાં બે હાથ જોડીને શિષ નમાવી નમસ્કાર કરી વિનંતીપૂર્વક પ્રાર્થના કરૂં છું, કે મારી બુદ્ધિ બહુ ભોળી હોવાથી હું કઈ સમજી શકતો નથી જેથી મારા ઉપર કૃપાદ્રષ્ટિ કરીને જ્ઞાનગતિ આપો.

(દોહા)

**मंद मति मम जानके । बसो हृदयमे आय ॥**

**इच्छा अंतर उपनी । गावा गुण महिमाय. ॥१॥**

હે પરમગુરૂ પતિદેવ ! મારી બુદ્ધિ અશકત, નિર્બળ થઈ ગયેલી હોવાથી હે પરમ દયાળુ ! મારા હૃદયમાં આવી બિરાજમાન થાઓ. કારણ કે મારા નિજ અંતર હંગમાં આપના મહાન પરમ પવિત્ર ગુણોનો મહિમા ગાવાની શુભ ઈચ્છા ઉત્પન્ન થઈ છે.

**मुंगे यौ इच्छा करी । मैं टेरु चौदेई लोक ॥**

**पंगु मनोरथ यौ करे । चढु मेरु ए फोक ॥२॥**

હે પરમગુરૂ ! જેમ કોઈ વાચા રહિત મૂંગો માણસ "ટેર" કહેતા ચૌદલોકનું વર્ણન કરવાની ઈચ્છા કરે તેમજ કોઈ પગ વિનાનો અપંગ માણસ મેરૂ પર્વત પર ચઢવાના મનના મનોરથ પૂરા કરવાની ચાહના રાખે, એ પ્રમાણે બનવું અતિ અસંભવિત છે એવી રીતે મારી હકીકત જાણવી.

**सजाणकु शी विनंती । सरवज्ञे साक्षात् ॥**

**नारणदास निमित्त मात्र । आरोपण वचनात्. ॥३॥**

હે સમર્થ પ્રભુ ! આપને હું શું વિનંતી કરૂં ? કારણ કે આપ સર્વજ્ઞ સ્વયં સાક્ષાત અંતરજામી હોઈ જેથી મારા અંતરની ગુપ્ત

ઈચ્છાને આપ યથાર્થ જાણો છો. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, વાણી દ્વારા આપની પ્રાર્થના કરવારૂપ વચનોનું આરોપણ કરનાર હું નિમિત્ત માત્ર છું.

**श्रीमत् कुवेर करुणा करी। तब करुं अक्षर की छाण्य ॥**

**ज्यौ गांधर्व बाजा विषे। बजावे तेसी वाण्य. ॥४॥**

દ્રષ્ટાંતે જેમ ગાંધર્વ નામના દેવ સંગીતના સંપૂર્ણ જાણકાર પોતાના અંતરનો ભાવભરી હાથની ચાલવણીથી અક્ષરોની છણાવટ કરીને સ્વરને કાઢે છે. તે જેવું વાજુ વગાડે તેવી વાણી નીકળે છે એમ મારૂં શરીર પણ વાજાપેટી જેવું હોય શ્રી નારણદાસજી મહારાજ પરમગુરૂને આધિન થઈને કહે છે કે હે મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ આપ મારા પર કરૂણા કરીને જેવો ઉચ્ચાર કરાવો છો તેવો ઉચ્ચાર હું કરી રહ્યો છું.



**શ્રીમંત કરૂણાસાગર ભગવાન કી જય   શ્રી સદ્‌ગુરૂ દેવ કી જય**

**॥ અથશ્રી નરવેદસાગર મહારાજ કૃત માસ ગ્રંથ પ્રારંભતે ॥**



## અથ શ્રી મંગલાચરણ (છપૈયાછંદ)



**वंदु गुरु पद पुंज, ससुझ अनंत उजासा;**

**मम हरदे करो निवास, ज्ञानका होय प्रकासा. ॥१॥**

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક પૂજય શ્રી નરવેદસાગર મહારાજ માસ ગ્રંથનું વર્ણન કરતા પ્રથમ મંગલાચરણ રચીને, મંગલાચરણના વિશે જગતના જીવોને નિજ સ્વરૂપમાં જાગૃત કરવા ભગવાન કરૂણાસાગરને અંતરની અતિ આરતપૂર્વક આજીજી કરતા આપનપુ અને નિજ પતિપદની એકતા સરળતાથી અંશો કરી શકે એવા સર્વાતિત સર્વોપરી કૈવલજ્ઞાનની માંગણી કરીને મંગલાચરણમાં અલૌકિક આશયનો પરમહેતુ સમાવી જીજ્ઞાસુ સંત સજજનો યથાર્થ જાણી શકે એવા હેતુથી દ્રષ્ટાંત - સિદ્ધાંત સાથે સહેલાઈથી સમજી શકાય એવી રીતે માસ ગ્રંથનું વર્ણન કરીને વિશ્વભરના મનુષ્ય તનુધારી જીવ માત્રને કૈવલ મોક્ષની ગતિના માર્ગનું લક્ષજ્ઞાન નિશ્ચયાત્મક કરીને જણાવ્યું છે.

મહાન પૂજય શ્રી નરવેદસાગર મહારાજ સર્વજ્ઞ પરમદયાળુ પરમ ગુરૂના ચરણકમલમાં અંતરહંગની અતિ આરત ભરીને સર્વજ્ઞ હંગની એકતામાં રહી વારંવાર વંદન કરે છે. તે પરમ કૃપાનિધિ પરમગુરૂની સુજાણ જાણનો પરમપ્રકાશ, અતિ અપરંપાર અનંત

હોવાથી તે પ્રકાશનો અંત અંતઃકરણ કે વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી. એવા અમાપ ગતિના પરમગુરૂદેવને વિનંતિ કરતા પૂજ્ય નરવેદસાગર મહારાજ કહે છે કે મારા અંતર હંગરૂપી હૃદયમાં આવીને હે અનંત દયાળુ ! સદાના માટે નિવાસ કરીને બિરાજમાન થાઓ જેથી કૈવલજ્ઞાનનો અસીમ પ્રકાશ થાય.

**मतिमंद अति अंध फंद, फसी नीकसे न सोई;**

**तारन-तरन त्रिलोकमे, तुम बीन ओर न कोई. ॥२॥**

સકર્તાપતિના સર્વ અંશો જ્યારથી આ જગતમાં આવ્યા ત્યારથી તત્ત્વોનો સંગદોષ લાગ્યો. તે વિજાતિય સંગદોષના આવરણે કરી અધોદ્રષ્ટિ થઈ, જેથી તત્ત્વોમાં ભરાયેલોવળ અંશોની દ્રષ્ટિમાં છવાઈ ગયો, તેથી અતિ મલિન બુદ્ધિના થઈ ગયા. તે કારણને લઈને માયાના અતિ અંધકારમાં કોઈપણ અંશને સારાસારની શુદ્ધ-બુદ્ધ ના રહી તેથી ત્રિગુણી માયાના ફંદમાં સર્વે અંશો ફસાઈને પ્રકૃતિ પદાર્થોના વિલાસી વિષયોની આસકિતમાં બંધનવશ પડયા અને અનિત્યને નિત્ય માની તેની મમતાને ધારણ કરી માયાના ભોગોની તૃપ્તિ અર્થે, બાહ્ય દ્રષ્ટિએ આદ્યથી અત્યાર સુધી જીવમાત્ર શુભાશુભ કર્મો કરી રહ્યા છે. તે કર્મના બંધન અને માયાના આવરણમાંથી પોતાની મેળે કોઈ પણ અંશ છૂટી શકે તેમ નથી. એટલા જ માટે હે ભગવાન કરૂણાસાગર ! સર્વે અંશોના આપ તારણહાર હોવાથી, દયાદ્રષ્ટિ કરીને જગતભરના જીવોને તારી શકો એવા અનંતદયાળુ એક આપ વિના ત્રણેય લોકમાં બીજો કોઈ જ નથી.

**पंथ पक्ष मत दक्ष, लक्ष बिना सक्रत स्वामी;**

**वचन वारी दीये सबन, कवनकुन काम कदामी. ॥३॥**

જગત રચનાની આદ્યથી સિર્ગુણ-નિગુર્ણનાં સિદ્ધાંતવાળા જે જે આચાર્યો થયા તેમને જેવો - જેવો અનુભવ થયો તેવા ઈષ્ટોની સ્થાપના કરીને પંથોના ઘણા પક્ષો આ જગતમાં જાહેર કર્યા છે. તે પક્ષોમાં પ્રવિણ થઈને મન-બુદ્ધિની ચતુરાઈપૂર્વક વાણી દ્વારા જગતના જનોને, જેને જેવા ફળની ઈચ્છા હોય તે તે ઈષ્ટદેવોની ઉપાસના કરવાથી તેવું ફળ મળશે અને વેદોમાં વર્ણવી બતાવેલી ચાર પ્રકારની મુકિત તમે પ્રાપ્ત કરી શકશો એવો ઉપદેશ આપીને ભવભરના લોકોને ઉલટ-સુલટ સમજાવી ભંભેરી નાખ્યા છે. તે સકર્તા સિદ્ધાંતના ન્યાયે જ્ઞાન દ્રષ્ટિથી તપાસીને જોતા, ઉપર જણાવેલા સર્વ મતપંથો સકર્તા પતિના લક્ષ સિવાયના નિર્વિત હોય કર્તાએ કરેલા કૃત પૈકીના છે. તે ખોજ કરીને સમજી વિચારી નિશ્ચયથી માનવું. સમસ્ત જગતનું સર્જન કરનાર સર્જનહાર, તે સર્જનહારને ઓળખાવવા સંબંધમાં ભૂતકાળમાં થઈ ગયેલા આચાર્યોએ વેદના શાસ્ત્રોના અને પુરાણોના મત અનુસાર જેની ગતિ-મતિ જેટલે સુધી પહોંચી તે પ્રમાણે બહુ પ્રકારનું વર્ણન કરી, રસિક વાણીનો વિસ્તાર કરીને જગતના જનોને જેવું રૂચે તેવું સમજાવીને અલગ-અલગ ઈષ્ટોની ઉપાસનામાં લગાડી દીધા છે. પરંતુ કોઈપણ ઈષ્ટ એવા નથી કે જીવોને માયાની જાળમાંથી મુકત કરી અનેક જન્મોના કર્મો નિવારીને પરમપદે પહોંચાડે. એટલા જ

માટે પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મતપંથના આચાર્યો જે જે વચનો બોલેલા છે એ પરમ મોક્ષની પ્રાપ્તિ કરવાના સંબંધમાં નકામા અને નિરૂપયોગી અર્થ સિવાયના હોવાથી ધૂળ જેવા ગણી વારીને હું ફેંકી દઉં છું. કારણ કે બ્રહ્માજીની આદ્યે વેદના સિદ્ધાંતને અનુસરી સર્વે આચાર્યો જે કંઈ બોલ્યા છે તેમાં એવો કોણ છે ? અને કયા પદની પ્રાપ્તિ કરાવે છે ? તે જ્ઞાન-દ્રષ્ટિએ નિર્ણય કરી જોતાં સાબિત થતું નથી, તેથી જ એ વચનો જીવોના પરમ કાર્યના અર્થમાં રેખમાત્ર કામ લાગે તેવા નથી. એટલા જ માટે ભગવાન કરૂણાસાગરની બરાબરી શકે એવો સાત દ્વીપ અને નવખંડમાં કોઈ થયો જ નથી અને થશે પણ નહીં.

**परमगुरु के वचन सदन, सद मुदत मारी;**

**श्रीमंत कुवेर के शरन, नारणदास ज्यौं बलीहारी. ॥४॥**

એ શુદ્ધ સમજ ને ગ્રહણ કરવા પરમદયાળુ પરમગુરૂએ રચેલા જ્ઞાનગ્રંથોનું સૂક્ષ્મ દ્રષ્ટિએ આતુરતાપૂર્વક નિરીક્ષણ કરવું. જેથી તમને સત્ય સમજમાં આવશે. તે પરમગુરૂના વચનો અદલ ઈન્સાફવાળા હોવાથી કોઈપણ જીજ્ઞાસુ જન યથાર્થ સમજી વચનોને અનુસરશે તે શંકા રહિત નિશંકપણે સમય પાકતા મુદત પ્રમાણે પરમગુરૂની પરમકૃપાથી અવશ્ય કૈવલધામ પ્રાપ્ત કરી શકશે.

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પરમગુરૂના સત્-ચરણ કમળમાં કુરબાની કરીને સમર્પિત થઈ રહ્યો છું.

## દોહા

**गुरुपद रज शिर पर धरी, निज चरन चित चाहु;**

**अनिन भक्ति मोई दीजीये, परम मोक्ष जबी पाहु. ॥५॥**

મહાન સમર્થ પરમદયાળુ પરમગુરૂના બાહ્ય સ્વરૂપના સત્-ચરણોની રજ, અંતરિક્ષમાંથી આવતી મારા અહંગરૂપી મસ્તકે ધારણ કરી છે. જેના પ્રતાપે સર્વજ્ઞ પરમગુરૂના અંતર સ્વરૂપના જે નિજચરણોમાં ચૈતન-વૃત્તિ રૂપી ચિત્તને જોડી સદાય ચરણોમાં રહેવાની ચાહના કરું છું. પરમદયાળુ પ્રભુને અરજ ગુજારીને કહું છું કે, આપની અનિન ભકિત કૃપા કરીને મને બક્ષીસ આપો જેથી હું પરમપદને પામી શકું.

**मम अनाथ तुम नाथ हो, साम्रथ श्रीमंत कुवेर;**

**नारणदास गरीबकु, फरक करो भवफेर. ॥६॥**

હે પુરવેશ્વર પ્રભુ ! અંતરયામી આપ અનંત સામર્થતાવાળા પરમ દયાળુ હોવાથી આપને અનિનભાવે વિનંતી કરું છું, કે હું સકર્તપતિનો સજાતિય અંશ અખંડ એકતામાં રહેવાવાળો હોવા છતાં અધોદ્રષ્ટિએ માયિક ભોગોની દ્વૈત ભાવના થવાથી નિજપતિથી ભિન્ન પડીને વિયોગના અગ્નિની વેદનાના અહોનિશ તાપમાં તપીને ત્રાસી ગયો છું. આપનો આધાર તજી દઈને નિરાધાર થઈ આ ભવમાં ભટકી રહ્યો છું.

હે દયાનિધિ ! આપે બક્ષેલી વિભુતીઓ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, અક્કલ, આરત ને સુરત ખર્ચીને પરવારી ગયો છું. જેથી અતિ ગરીબ થઈ જવાથી આપ ઉપકારી નિજનાથને અતિ આધિનતાપૂર્વક પ્રાર્થના કરું છું, કે આ ભવના વિશે જન્મ-મરણના ફેરા ફરવાના મહા સંકટમાંથી મુકત કરી, પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હે કરૂણાસિંધુ પ્રભુ ! મને આપના શરણમાં અખંડ રાખીને પરમાનંદની શાંતિનું અસીમ સુખ આપશો.



## કારતક માસ – ૧ પ્રારંભતે



**(રાગ : સોરઠની દેશી)**

**श्री गुरु शरणानी वारता रे, मोपे बरनी न जाय;**

**अजभव श्रीपति शारदा, गुरुना जश गाय. श्रीगुरु ॥१॥**

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કૃપાના સાગર હોવાથી મહા મંગલ-મય જગતના અનેક જીવોનું પરમ કલ્યાણ કરવાવાળા છે. કોઈ સંત-સજજન આરતવાત થઈને પરમગુરૂના શરણમાં આવે તો પરમ દયાળુની કૃપાદ્રષ્ટિ તેના પર. પડતા, એક ક્ષણવારમાં અનેક જન્મના ગુના માફ કરી પરમાનંદનું સુખ બક્ષિસ કરે છે. એવા પરમ પરમાર્થી પરમગુરૂના ચરણોનો મંગલકારી મહિમા મારા મુખે વાણી ઉચ્ચારી કથણી કથીને વર્ણન કરી શકતો નથી કારણ કે મહા વિભુતિવાન બ્રહ્મા, વિષ્ણુ,

મહેશ્વર અને શારદાદેવી જેની વિશાળ દ્રષ્ટિ બ્રહ્માંડભરમાં પ્રસરેલી છે એવા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરનું મનુષ્યલોકથી લઈ ચૌદલોક સુધીના દેવો જેનું વંદન કરે છે એવા મહાન ગતિવાળા હોવા છતાં સર્વાતિત સર્વજ્ઞ પરમગુરૂના ગુણ જગતની આદ્યથી અત્યાર સુધી ગાઈ રહ્યા છે, તો પણ પાર પામી શકયા નથી.

**कारतक क्यम करु हरि विनारे, संसार सु सनेह;**

**व्रेहे अनल उपज्यो घणो, बुझावे कुण तेह. श्रीगुरु ॥२॥**

કરોડો જન્મના પુન્ય ઉદય થવાથી દેવોને દુર્લભ એવો મહા મોંઘો મનુષ્યાદેહ મળ્યો છે તેનાથી પરમ કૈવલ મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે. પરંતુ પરમગુરૂના ચરણોની ચાહના કરનાર અધિકારી જનોના અનેક જન્મોના પાપને હણી લઈ ચોરાશીના ફેરાનું મહાદુઃખ નાશ કરીને આરતવાન અંશોને કૈવલધામ પહોંચાડે છે. એવા જે હરિ ભગવાન કરૂણાસાગરનું બાહ્ય વ્યાપક સ્વરૂપ તેમને ઓળખી એકતા કર્યા વિના મનુષ્યાદેહનો દાવ મોક્ષના દ્વારરૂપે મળેલો છે તો તે મનુષ્યાદેહે સંસારના મિથ્યા નાશવંત અનિત્ય અલ્પસુખ ભોગવવાનો સ્નેહ શા માટે કરું ?

જ્ઞાન દ્રષ્ટિએ જોતા જણાયું કે અસાર સંસારના ભોગોનો સ્નેહ કરવાથી નિજકર્તાના વિયોગનું દુઃખ અત્યાર સુધી સહન કરવું પડયું છે. એવો દ્રઢ નિશ્ચય થવાથી મારા અંતર હંગમાં વ્રેહ વૈરાગ્યનો પ્રબળ અગ્નિ ઉત્પન્ન થઈને સળગી રહ્યો છે. તેથી મારા શરીરના રોમેરોમ અને રગે-રગને બાળતો હોવાથી મારા ખાન-પાન છૂટી

ગયેલા હોવાના કારણે નિદ્રાં પણ આવતી નથી.

જેથી તે વૈરાગ અગ્નિની વેદનામાં અતિ વ્યાકુળ થઈને સર્વજ્ઞ પરમગુરૂની શોધ કરી રહ્યો છું. એ કૃપાના સાગર પ્રભુ વિના આ વિશ્વમાં નિજપતિનો મેળાપ કરાવી વિરહ, અગ્નિને બુઝાવી, પરમ સુખની શાંતિ પમાડે એવો બીજો કોણ છે ? એટલા જ માટે સમસ્ત જગત ઉપરથી અભાવ કરીને મારી અંતરવૃત્તિમાં આરત ભરી, અહોનિશ પરમગુરૂના ચરણોનું વર્ણન કરૂં છું.

**खट दरशन खोली-वलयो रे, जोया द्वादश पंथ;**

**धाम चतुर चतुराईसे, पाया नहि निज कंथ. श्रीगुरु ।।३।।**

ખટદર્શન એટલે જે ઋષિ મુનિઓએ છ શાસ્ત્રોની રચના કરી છે તેને નિર્મળ બુદ્ધિએ ખોજપૂર્વક સૂક્ષ્મદ્રષ્ટિએ તપાસી જોયા, પરંતુ એક પણ શાસ્ત્રમાં નિજપતિપદનો ઉલ્લેખ કોઈએ કરેલો હોય એવું જોવામાં આવ્યું નથી. વળી ધર્મ ઉપદેશક આચાર્યોએ બાર પંથો જગતમાં જાહેર કરી અલગ-અલગ ઈષ્ટોનું સ્થાપન કરી તેજ તમારા કર્તા છે, એવું જગતજનોને જણાવ્યું છે અને તેમની ઉપાસનાઓમાં વળગાડી દીધા છે. એ સર્વે પંથોનું નિરીક્ષણ કરતા નક્કી થયું કે, નિજ પતિપદ કોઈએ પણ જાણ્યું નથી. એવા નિજપતિ કોણ ? અને કયાં છે ? એમને ઓળખવા પૃથ્વી પર આવેલા ચાર ધામો પંડિતો અને પુરાણીઓએ ચતુરાઈથી સ્થાપેલા છે તે ધામોમાં જઈ વિશેષ ચતુરાઈથી શોધ કરી જોયું, છતાં નિજ કંથ કૈવલપતિની પ્રાપ્તિ થઈ નહિ.

**अग्नि होत्र यज्ञादिक रे, लह्यो सकलको भेव ;**

**तिरथ तपास्या द्रिगनसे,पाया नहि निज पतिदेव. श्री गरु ।।४।।**

વેદોની રચના કરી ત્યારથી જગતમાં કર્મ ઉપાસનાની પ્રથા શરૂ થયેલી છે. ચાર વર્ણ અને ચાર આશ્રમોના ધર્મ અને કર્મના ન્યારા-ન્યારા વિધી બતાવીને દ્રઢ કરાવેલા છે. એવી રીતે કે તમારા કુળદેવ સિવાય બીજા ત્રીજાની ઉપાસના થાય જ નહિ, તે જ પ્રમાણે અગ્નિહોત્રી બ્રાહ્મણો અગ્નિને ઈષ્ટદેવ માનતા હોવાથી હંમેશા અગ્નિપૂજા, હોમહવન અને યજ્ઞો પણ કરાવતા હોય છે. બીજા કેટલાક મતપંથના ઉપાસકો અગ્નિને અલગ-અલગ પ્રકારે માની શ્રદ્ધાપૂર્વક સેવા પૂજા કરે છે. એ સર્વેનો ભેદ જેમ છે તેમ જાણી જાત અનુભવ કરી તમને જણાવ્યો છે વળી, પૃથ્વીભરના જેટલા તીર્થો પ્રસિદ્ધ છે તે મારા નિજ નેત્રે નિહાળીને તપાસી જોયા પરંતુ, નિજપતિને પામવાનું લક્ષજ્ઞાન કોઈ જગ્યાએ પણ જાણવા મળ્યું નહીં.

**विश्वमा व्रत विलोकीयारे, देख्यो सब संसार;**

**पाखंड बहु पुजी वलयो, त्यां नही निज देदार. श्रीगुरु ।।५।।**

સમસ્ત વિશ્વભરમાં બહુ પ્રકારના વ્રતો મનુષ્યો કરે છે. તેમના કુળગુરૂઓ જે તે ઈષ્ટ દેવનું વ્રત કરવાનો વિધિ સમજાવીને ન્યારા-ન્યારા નિયમો પાળવા નક્કી કરાવે છે. તે વ્રત કર્યાનું ફળ બીજા જન્મમાં કે સ્વર્ગમાં મળશે અને તમારી ઈચ્છા પ્રમાણે ભોગવવાના માયીક સુખ પ્રાપ્ત થશે. જ્ઞાનદ્રષ્ટિએ જોઈ સાર-અસારને સમજી

જીજ્ઞાસુ જનોને જાણવા વર્ણન કરી બતાવ્યું છે. તેજ પ્રમાણે સમસ્ત સંસારમાં ફરી-ફરીને ન્યાય દ્રષ્ટિએ નિર્ણય કરી જોયું, છતાં કયાંય પણ સત્યની ઝાંખી થઈ નહી. તદ્ઉપરાંત ધર્મના નામે બહુ પ્રકારના પાખંડ ચાલી રહ્યા છે. તે સ્વાર્થી ગુરૂઓ ભૌતિક ફળની આશાવાળા મનુષ્યોને મલિન દેવોની સેવા પૂજામાં વળગાડે છે અને કહે છે કે અમુક સમય સુધીમાં અવશ્ય ફળની પ્રાપ્તિ થશે પરંતુ, શ્રદ્ધાભંગ થશો નહિ એમ સમજાવે છે. એવા અનિત્ય દેવોની ઉપાસના કરવાથી નિજ ચૈતન અંશનું સ્વરૂપ જાણવામાં કે ઓળખવામાં આવતું નથી.

**वेद विगत नरणे कीयां रे, जोया अरथ अपार;**

**त्रिपद तात्वर ईनको, नहि पति पद सार. श्रीगुरु ॥६॥**

ચારવેદ વિગતવાર નિર્મળ બુદ્ધિથી નિર્ણય કરી જોતા જણાયું કે, જેનો પાર ન પામી શકાય એવા અનેક અર્થો કરી બતાવ્યા છે અને વેદોના રહસ્યરૂપ મહાવાકયો ત્રણ ત્રણ નક્કી કરીને વેદની દ્રઢ માનંદીવાળા વિદ્વાનો તેમાં જ વિરામ પામ્યા છે. ઋગ્વેદના મહાવાકયો સત્-ચિત્ અને આનંદ છે તેને બ્રહ્મસ્વરૂપ સમજીને નિશ્ચિંત થયા છે. યજુર્વેદના મહાવાકયો અહં, બ્રહ્મ, અસ્મી છે. આ અહં બ્રહ્મ અસ્મી એ મારું સ્વરૂપ છે એમ સમજીને કર્મ ઉપાસનાનો ત્યાગ કરે છે. સામવેદના મહાવાકયો તત્-તમ્-અસી એટલે તત્વમસી છે. જયારે જીવ ઈન્દ્રિયો અને અંતઃકરણના વિષયોને ત્યજી ઈશ્વરમાં પ્રીતિ જોડે છે તે ઈશ્વરની ઉપાસના કરવાથી ઈશ્વરના

સ્વરૂપમાં ભળી જાય છે ને પીંડ અને બ્રહ્માંડની ઉપાધીને બાદ કરી ઈશ્વર બ્રહ્મસ્વરૂપમાં લીન થઈ જાય છે.

અથર્વવેદના ત્રણ મહાવાક્યો અયમ્-અહો-નિર્મલ છે. અયમ એટલે હું જ બ્રહ્મ છુ એ મારું બ્રહ્મ સ્વરૂપ આશ્ચર્યચકિત કરી નાખે એવું અતિ નિર્મળ રૂપ છે. તે હાર્દ રૂપ ચાર વેદોના બાર મહાવાક્યો તપાસી જોતા વ્યાપક બ્રહ્મ સાર રૂપે સિદ્ધ થયું. પરંતુ તેમાં બ્રહ્મના પ્રકાશક નિજ સકર્તા પતિ નથી.

**खट शास्त्र पक्ष पेखीयारे, हेर्या अढारे पुरान;**

**अद्वैतनी हानी करी, मत सकल सरांन. श्रीगुरु ।।७।।**

પ્રાચીન કાળમાં થઈ ગયેલા ઋષિ મુનિઓએ જે છ શાસ્ત્રોની રચના કરી છે તેમાં ન્યારુ-ન્યારુ વર્ણન કરીને જણાવેલું હોય એક બીજાની સાથે સંબંધ રાખ્યા સિવાય જેની ગતિ-મતિ જયાં સુધી પહોંચી ત્યાં સુધીના સિદ્ધાંતોની સ્થાપના કરી છે.

ગૌતમ મુનિએ ઋગ્વેદનો અભ્યાસ કરી જે સાર સમજવામાં આવ્યો તેનું ન્યાયશાસ્ત્રમાં નિરૂપણ કરીને જણાવ્યું છે. તેજ પ્રમાણે જૈમિની ઋષિએ યજુર્વેદનો ખોજપૂર્વક નિર્ણય કરીને મિમાંસા-શાસ્ત્રની રચના કરી તેમના મત પ્રમાણે ધર્મ જીજ્ઞાસુજનોને માર્ગદર્શન આપ્યું છે. એવી જ રીતે વ્યાસ મુનિએ સામવેદનું બારીકાઈથી નિરીક્ષણ કરી જે સાર સમજવામાં આવ્યો તેમાંથી વેદાંન્ત શાસ્ત્રનું નિર્માણ કરીને કર્તા અને અકર્તાવાદનું પ્રતિપાદન કરી બતાવ્યું છે. તે જ પ્રમાણે કપિલમુનિએ અથર્વવેદનું સૂક્ષ્મ

દ્રષ્ટિએ નિરીક્ષણ કરી ભાગ - ત્યાગની લક્ષણાએ સાંખ્ય શાસ્ત્રની રચના કરી. તેમાં આત્મતત્ત્વને ઓળખવાના ઉપાયો તેમના મત પ્રમાણે દર્શાવ્યા છે એ આત્માસ્વરૂપને ઓળખવાથી મોક્ષ પામી શકાય છે. તદ્ઉપરાંત, શેષનારાયણે અથર્વવેદનું વિલોકન કરી જે રહસ્ય સમજવામાં આવ્યું તેનું પાતાંજલી શાસ્ત્ર (યોગદર્શન) રચીને યોગના આઠ અંગોનું વર્ણન કરી પ્રણવને કેવી રીતે સાધ્ય કરવો તે સમજાવેલું છે. કણાદ મુનિએ તે જ અથર્વવેદમાંથી મન-બુદ્ધિ વડે વિચાર કરીને જોતાં જે જાણવામાં આવ્યું તેનું વૈશેષિક શાસ્ત્ર રચીને વિસ્તારપૂર્વક વર્ણન કરીને જગતનાજનોને જણાવેલું છે. તેઓ પુણ્ય-પાપનો ઉલ્લેખ કરતા કહે છે કે બહું પુન્ય કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને પાપ કરનાર મનુષ્ય નર્કે જતો હોવાથી ઘણા લાંબા સમય સુધી દુઃખ ભોગવે છે. વ્યાસમુનિના મનમાં દ્વૈતભાવની સ્ફુરણા ઉપજી આવી ત્યારે વિધિપૂર્વક વિચાર કરીને જુકિતઓને પ્રકાશમાં લાવવા નિશ્ચય કર્યો. પોતાની વિશાળ બુદ્ધિ દ્વારા ઘાટ ઘડીને અઢાર પુરાણોમાં અઢાર ઈશ્વરોની સ્થાપના કરીને જગતના જનોને ઈશ્વરની ઉપાસના જુદા-જુદા પ્રકારે કરવાની રીતો સમજાવીને ઉપાસકોને મનવાંછિત ફળ મળશે એવી પાસજાળમાં નાખીને જીવ માત્રને ફસાવી દીધા છે. તે અઢારે પુરાણોની શોધ કરીને તપાસી જોતા જણાયું કે અદ્વૈતબ્રહ્મ સર્વ વ્યાપક છે. તેના વિભાગ પાડી મોક્ષના જીજ્ઞાસુ જીવોને મહાન મોટી ખોટના ખાડામાં નાખી દીધા છે છતાં, મતપંથના સર્વે આચાર્યોએ તેમના માનેલા ઈષ્ટોના ગુણ ગાઈને બહુ વખાણ કર્યા છે.

**लीला विपु दस पतिना कह्या रे, जोया तेही मुकाम;**

**सुन्य देखु तेही सेजडी, लह्यु नहि पति ठाम. श्रीगुरु ॥८॥**

ઉપર જણાવ્યા પ્રમાણે પુરાણોમાં દસ અવતારો આ પૃથ્વી ઉપર થયા, તે લીલા એટલે વિધ-વિધ પ્રકારના ખેલ કરી ભવભરના લોકોનું મનોરંજન કરી ગયા છે. જેથી જગતના મનુષ્યો અવતારી પુરૂષોના રંગ-રૂપ જોઈ વિશ્વાસ લાવી માને છે કે જગતકર્તા નિજપતિ અવતાર લઈને આપણું કલ્યાણ કરવા આવેલા છે.

એવી ઉપમાઓ આપી અંતઃકરણના ભાવપૂર્વક ગુણ ગાઈ રહ્યા છે. પૃથ્વી ઉપર જે જે ઠેકાણે દેહ ધારણ કરેલો તેમના ધામ તપાસી જોતાં જણાયું કે તેમના સેજ પલંગો આજે સુના પડી રહ્યા છે પરંતુ, નિજપતિ જ્યાં કાયમ બિરાજે છે તેમનું ઠામ-ઠેકાણું જોવા મળ્યું નહી.

**जीत जावु तीत पतिपदरे, देखी हट़ी गयु मन;**

**कोई रे उगारे मने कालथी, सोपु तन-मन-धन. श्रीगुरु ॥९॥**

સુષ્ટિના પ્રારંભથી અધ્યાપી સુધી વિશ્વભરમાં જેટલા ધર્માચાર્યો થયા તેમના શુદ્ધ અંતઃકરણમાં જેટલે સુધીનો અનુભવ થયો તે વિજાતિ ઈષ્ટોના ઘણા મતપંથો ચલાવ્યા છે. તે આ પૃથ્વી ઉપર જ્યાં ને ત્યાં મતપંથોમાં જઈ ન્યાય સહિત નિજ જ્ઞાન દ્વારા વિવેક કરીને જોતા જણાયું કે, સર્વે મતપંથના સ્થાપેલા વિજાતિ ઈષ્ટોને આચાર્યોએ નિજપતિ માનીને જગતને પણ મનાવ્યા છે તો પ્રશ્નએ ઉપસ્થિત થાય છે કે સમસ્ત જગતની રચના કરનાર પતિ

કેટલા ? એવો સત્ય નિર્ણય થવાથી મારા મનમાંથી શ્રદ્ધા ઉઠી ગઈ અને મારું મન નારાજ થઈ ગયું. પરમપતિની પ્રાપ્તિના સંબંધમાં વિચાર કર્યો કે કોઈ મને કાળના ભયમાંથી બચાવે તેને મારા તન-મન ધન સમર્પણ કરીને હું સદાના માટે તેમનો જ થઈ રહું.

**व्रहे विकल मन माहेरु रे, शान्ति करे कुण आज,**

**दास नारणकी विनती, सुणजो श्री महाराज. श्रीगुरु ॥१०॥**

નિજપતિને મળવાની આરત ઉત્પન્ન થવાથી મારા મનમાં પતિ વિયોગનો વિરહ અગ્નિ પ્રજ્જવલિત થયો જેથી ચૌદલોક સુધીના જગતનો સંપૂર્ણ અભાવ થયો છે અને વ્રેહ અગ્નિની વ્યાકુળતામાં હું પાગલ જેવો બનીને પરમ પતિની શોધ કરી રહ્યો છું. પતિ પદ વિના મારા તન-મનમાં અશાંતિ વ્યાપી ગયેલી હોવાથી પૂજ્યશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે આ મળેલા મનુષ્યદેહરૂપ અવસરમાં હમણા આજે તુરત પરમશાંતિ પમાડે એવા સર્વજ્ઞ પ્રભુ ભગવાન કરૂણાસાગર સર્વ વ્યાપક ગતિના મહારાજ, કૈવલ જ્ઞાનના ચક્વેપતિ મારી અરજ સાંભળી ધ્યાનમાં લઈને નિજ સકર્તાપતિનો મેળાપ કરાવશો.

## દોહા

**महेर करन महाराज हो, दयावंत दातार;**

**दास नारण के कारणे, धर्यो मनुष अवतार. श्रीगुरु ॥११॥**

હે પરમ કૃપાનિધિ પ્રભુ આપ દેવાધિદેવ ઈશ્વરોના પણ ઈશ્વર

હોવાથી ચૈતનચિદ્ ગતિના ચક્વેપતિ મહારાજ છો જેથી સામાન્ય વિશેષ સર્વે અંશો ઉપર આપનો જ અમલ ચાલી રહ્યો છે.

એવા આપ સર્વાતિત - સર્વેશ્વર સ્વામી પોતે જ છો તે કારણને લઈ આપનું હેત અને દ્રષ્ટિ સર્વે અંશો ઉપર એક જ સરખી રાખો છો તેમજ પરમ કૈવલ મોક્ષનું દાન દેનાર અતિ ઉદાર દાતાર આપ જ છો. પૂજય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તેથી જ મારા ઉપર મહેર કરીને અવ્યકત દિવ્ય વિભૂતિઓનો મનુષ્ય દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર પધાર્યા છો.



## માગશર માસ-૨ પ્રારંભતે



**मागशरे जई महाराजने रे, मलवानी रे हुंस;**

**पति विजोगे बहु प्रजले, तन धुंधवतो धुंस. श्रीगुरु ॥१॥**

માગશર માસ મહાન મર્મ ભરેલો હોય મનુષ્યાદેહને પરમપાવન કરવાવાળો છે. પરંતુ પાવન કયા ઉપાયે થઈ શકાય એવો સારાસારનો વિચાર કરી જોતા જણાયું કે અધોદ્રષ્ટિએ માયાના વિલાસનો દ્વૈત ભાવ થવાથી નિજપતિને તજી દઈને વિખુટો પડી ગયો છું. ત્યારથી તત્વોનો સંગદોષ લાગ્યો, તત્ત્વોના સંગે જેમ-જેમ ભવના ભોગોની અભિલાષાઓ વધતી ગઈ તેથી ઘાટોને વશ પડી દેહના અધ્યાસવાળો થયો. તે કારણને લઈ ચોરાસીના ફેરા કેટલીયે વાર ફરી ચૂકયો છું એ નિજપતિના વિયોગે કરી અનેક જન્મની

આપદાઓ ભોગવવી પડી છે. હવે ઉત્તમ ભાગ્યનો ઉદય થવાથી મારા મનમાં તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઈ છે. જેથી મારા તન મનમાં પતિ વિયોગનો અતિ ઉગ્ર વ્રેહ વૈરાગનો અગ્નિ પ્રગટ થયો છે. તે રોમે-રોમ ને રગે-રગને બાળતો હોવાથી તેની વેદનામાં ભવનું ભાન ભુલીને તન-મનની પણ શુદ્ધ રહી નથી. મારી અંતરવૃત્તિમાં અતિ ઉજાગ્રત થઈને પતિનો વિયોગ ટાળવા સુજાણ-જાણ સર્વજ્ઞ ગતિના મહારાજાને મળવાનો પોકાર કરું છું.

દ્રષ્ટાંત : જેમ કોઈ માણસને ચોરીયોતાવ આવે છે ત્યારે શરીરના આઠે અંગને તપાવે છે જેમ ભારેલા અગ્નિમાંથી ધુમાડો નીકળે છે તેમ ચોરીયા તાવવાળા માણસના શરીરમાંથી ગરમ વરાળ નીકળતી હોવાથી શરીરના આઠે અંગોને ધુંધવી નાખે છે તેવી જ રીતે પતિ વિયોગના અતિ વિરહાતુર વૈરાગ્યવાનની હાલત જાણવી.

**चहुदस दव देख्यो घणोरे, मन पामे छे त्रास;**

**आरो उगरवा अेकु नहि, तेनो कवन समास. श्री गुरु ॥२॥**

આ શરીરરૂપી સંસારમાં તિવ્ર વૈરાગ્યરૂપી દાવાનળ પ્રજળીને ચારેય દિશાએ પ્રસરી ગયો છે. તેની અતિ ઉગ્ર જવાળાઓ જોઈને મારુ મન ત્રાસ પોકારે છે. મારી નિજ દ્રષ્ટિએ જોતા જણાયું કે તે તિવ્ર વૈરાગ્ય અગ્નિને વિરામ પમાડનાર સર્વજ્ઞ પરમગુરૂ વિના ચૌદેય લોકમાં તપાસી જોતા બીજો કોઈ જ સમર્થ નથી તો કોનું શરણ ગ્રહણ કરીને મારા મનને શાંત પમાડું ?

**जेम मीन बिछडयुं निरथी रे, त्हेने दुःख छे अपार;**

**सुर तपे अति घणो, भोमी भईरे अंगार. श्रीगुरु ॥३॥**

દ્રષ્ટાંતે : જેમ જળથી માછલું વિખુટુ પડી જાય ત્યારે જળના વિયોગે તરફડે છે તેનું દુઃખ અપાર થતું હોવાથી કહીને પાર પામી શકાય તેમ નથી. તદ્ઉપરાંત, સૂર્ય અતિશય તપવાથી પૃથ્વી અંગારા જેવી થઈ ગઈ છે તો પછી માછલું કેવી રીતે જીવી શકે ?

સિદ્ધાંત : તે જ પ્રમાણે નિજકર્તાની વ્યાપક ગતિરૂપી જળમાં અંશ રહેલો હતો તે ગતિને વિસારી દઈ માયાના પદાર્થોની ભાવનાવાળો થયો. પરંતુ પુરણ ભાગ્યનો ભાનું ઉદય થયો ત્યારે નિજકર્તાના વિયોગની વૈરાગ અગ્નિના તાપથી તપીને આ મનુષ્યદેહરૂપી પૃથ્વી અંગારા જેવી થઈ ગઈ છે. ઈન્દ્રિયોને અંતઃકરણની વાસના તત્ત્વ અને ગુણોમાં ભરાયેલો વળ બળી જઈને રાખ જેવા થઈ ગયા છે જેથી એવા અધિકારી અંશને પરમગુરૂ વિના નામ, રૂપ, ગુણ વગેરે જગતનો કોઈ પણ પદાર્થ પ્રિય લાગતો નથી.

**सींचाणो शिर पर भमेरे, देखी भयुं बहु दुःख;**

**लीधो के लेशे सही, यामे न मले सुख. श्रीगुरु ॥४॥**

દ્રષ્ટાંત : ઉપરોકત જણાવ્યા પ્રમાણે વિશેષ દુઃખને વધારનાર માછલાના માથા ઉપર બાજ આવીને ફરે છે તે બાજને જોઈ શોકાતુર થઈને અતિ ચિંતા કરે છે. પકડયો ! કે હમણા પકડી લેશે ! એવા મહાભયમાંથી કેમ કરીને બચવું એવુ વિચારીને ચોતરફ નજર

ફેરવવા લાગ્યું છતાં બચવા માટે કયાંય પણ ઠામ કે ઠેકાણું દેખાયું નહીં તેથી તે માછલાને અતિ ભયમાં સુખ કેમ કરીને મળે ?

સિદ્ધાંત : ચૈતન્ય અંશરૂપી માછલાના શિર ઉપર બાજરૂપે કાળ તાકી રહ્યો છે. તે જોઈને અંશ અતિ ગભરાવાના કારણે તેને મરવાની ધાક લાગી ગઈ તેથી પસ્તાવો કરે છે કે કયારે અને કયા સમયે ઝડપી લેશે ! એવી અકળામણ થવાથી વિચારે છે કે કાળના ભયમાંથી ઉગરવા શો ઉપાય કરવો ? આ પ્રકૃતિરૂપી પૃથ્વી ઉપર તપાસી જોતા બચી જવા માટે નિર્ભય સ્થાન કયાંય પણ દેખાતું નથી તો સુખની આશા કેમ રાખી શકાય ?

**स्वांत सनेह घनसे हवोरे, भया तनरे त्यागन;**

**गगन चढी गीरे क्षितिपर, प्रगटे तनमे अगन्य. श्री गुरू ।।५।।**

સ્વાંત એટલે ચાતક નામનાં પક્ષીનું શરીર નિજકર્તાએ એવું અદ્‌ભુત રચેલું છે કે, વરસાદ વરસીને પૃથ્વી ઉપર પડેલું પાણી મરણાંતે પણ કદાપિ પીતું નથી એવી મજબૂત ટેકવાળું છે. પરંતુ જયારે વરસાદ વરસે ત્યારે ઉંચી ડોક રાખીને સ્થિર થાય છે તે સમયે સઘન-ઘનમાંથી વરસાદ રૂપે પડતું પાણી ચાંચ દ્વારા પીને તૃપ્ત થાય છે. કારણ-વશાત વરસાદ સમયસર ન વરસે તો ઘણી તરસ લાગવાથી તેનું તન ઘણું જ પીડાતું હોય તરસને સહન કરી શકતું નથી. તે તરસને મટાડવા તેના મનમાં સઘન-ઘનને મળવાનો ઘણો સ્નેહ ઉત્પન્ન થવાથી ઉડીને આકાશમાં જાય છે તે દરમ્યાન સઘન-

ઘનમાં પહોંચતા પહેલા સૂર્યમંડળ આવે છે. તેના પ્રચંડ કિરણોની દાહકતા લાગવાથી તે બળીને મરી જાય છે તેથી તેના શરીરની રાખ થઈ નીચે પૃથ્વી ઉપર પડે છે.

**जब घन परसे छारकुरे, उपजे पुनि स्वांत्य;**

**स्नेही स्नेह साचो खरो, प्रगटे तनुं क्रांत्य. श्री गुरु ॥६॥**

તે ચાતક પક્ષીના અંતરનો સ્નેહ સઘન-ઘન સાથે અનહદ હોવાથી સઘન-ઘનના ચિંતવનમાં પોતાના તનનો ત્યાગ કર્યો છે. જયારે સમય આવતા સઘન-ઘનમાંથી વરસાદ વરસે છે ત્યારે બળી ગયેલા ચાતકપક્ષીની રાખ ઉપર પાણી પડે છે તેના પ્રતાપે રાખમાંથી ફરી પપૈયો સજીવન થાય છે. તેના હૃદયનો સ્નેહ ખરેખર સાચો હોવાથી તેનું તન વિશેષ ક્રાંતિવાળું મહા તેજસ્વી બની જાય છે.

**जेम जलमे नर डुबतांरे, संघे पंचु पोसाग;**

**भीजंता भारे थयो, उगरवानो शो लाग. श्रीगुरु ॥७॥**

દ્રષ્ટાંતે : જેમ સંસાર સાગરમાં મોહમાયાનું જળ ભરપુર ભરાયેલું છે. તેમાં કોઈક મનુષ્ય પાંચ પોષાક એટલે પાંચ પ્રકારના વસ્ત્રો પહેરીને પાણીમાં ડૂબી ગયો તે પાંચેય કપડાં પલળી જવાથી શરીરે વિંટાઈને લપેટાઈ ગયા તેના કપડા ભીંજાઈ જવાથી વજન વધી જવાના કારણે હાથ-પગ કેમ કરીને હલાવી શકે ? હવે બચવા માટે ઘણો અકળાતો હોય મુંઝવણમાં મુંઝાય છે છતાં, નીકળવા માટે એક પણ ઉપાય સુઝતો નથી.

**मातपिता सुत सुंदरी रे, भगिनी ने रे भ्रात;**

**कुटुम्ब मल्यु सरवे कारमु, तेमां सुख न सरात. श्रीगुरु ॥८॥**

ઉપર કહેલા દ્રષ્ટાંતનો સિદ્ધાંત : વિશ્વભરના મનુષ્યો પાંચ પ્રકારના કપડાથી વીંટાયેલા છે. તે એવી રીતે કે માતા - પિતા, સ્ત્રી અને પુત્ર, બેન અને ભાઈ તેમનો પરસ્પર જેવો સંબંધ લાગતો હોય તેટલો જ મોહ રાખીને મમત્વ કરે છે. તેના વહેવારમાં વશ પડી વહેવાર સાચવવામાં સશકત રહે ત્યાં સુધી પરવારીને નિવૃત્ત થતો નથી. કારણ કે એક બીજાની સાથે શારીરિક સંબંધોના સ્વાર્થને લઈ તેની ફરજ અદા કરવી તેને સાચું કર્તવ્ય માન્યું છે. નિજસ્વરૂપને નહી જાણવાથી પંચભૂતના દેહને જ હું છું એમ સમજીને બાહ્ય દ્રષ્ટિએ દેહના વિલાસો ભોગવવામાં કોઈએ નિજનો વિચાર કર્યો નથી. વિષય આચરણ અને ભૌતિક પદાર્થો ભોગવવાથી સુખી થવાય છે તેવી અંતરમાં આશા રાખે છે. ઉપર જણાવ્યા પ્રમાણે જગત રચાયું ત્યારથી કર્મ અનુસાર સર્વ અંશોના અનેક જન્મો થઈ ગયા છતાં, આશા પુરી કરીને કોઈ જીવ તૃપ્ત થયો હોય તેવું જાણવા મળતું નથી. જયાં જયાં જીવ જેવો દેહ ધારણ કરે ત્યાં ઋણાસંબંધના યોગે શારીરિક સંબંધીઓ આવી મળે છે તે સર્વે કુટુંબ કારમું હોવાથી સુખનો સ્વાદ કે સુગંધી લેશમાત્ર મળતી નથી.

**घन शरद ऋतुना सनेहनेरे, सुक्ति लहे निरवाण;**

**बुंद लईने बीडे तनु, भिजे नही जल जाण. श्रीगुरु ॥९॥**

ઉદાહરણ : શરદઋતુમાં સ્વાતિ નક્ષત્ર આવતું હોવાથી

આસોમાસની માણેકઠારી પુનમનો ઉત્તમ સંજોગ પણ આવી મળે છે. તે સમયે સઘન-ઘનમાંથી અમૃતનો વરસાદ વરસે છે. ત્યારે સમુદ્રમાં રહેલી છીપોને અમૃત બિંદુ ઝીલવાનો અતિ સ્નેહ હોવાથી સમુદ્રના ઉપર આવી સઘન-ઘનમાંથી પડતા અમૃતબિંદુને ઝીલવા આકાશ તરફ પોતાનું મુખ ખુલ્લું રાખીને સ્થિર થઈ રહે છે. જ્યારે સઘન-ઘનમાંથી વરસતા અમૃત બિંદુઓ છીપના મુખમાં પડે છે તે પડતાની સાથે જ મુખબંધ કરી દે છે જેથી સમુદ્રનું ખારું પાણી મુખમાં પ્રવેશીને અમૃતના બુંદને સ્પર્શી શકે નહિ એવી રીતે છ મહિના સુધી જતમત રહે છે.

સિદ્ધાંત : સંસારરૂપી ખારા સમુદ્રમાં લક્ષજ્ઞાનના તીવ્ર જીજ્ઞાસુજનો છીપ સમાન છે. તે અશુદ્ધ રજોગુણ અને અશુદ્ધ તમોગુણના વિષયોને ત્યજી દઈ પોતાના તન-મન ઉપર સંપૂર્ણ સંયમ લાવીને, મહાદ ચૈતન-ચિદ્દરૂપી સઘન-ઘનમાંથી આવતી ગતિ અમૃતથી પણ અધિકાધિક ગ્રહણ કરવા અતિ સાવધ થઈને બેસે છે. તે સમયે સર્વજ્ઞ પરમગુરૂની અગમ્ય-ગમ ગતિરૂપી અમૃત લક્ષ દ્વારા ગ્રહણ કરીને તેની અંતરવૃત્તિ તદ્દાકાર થઈ જાય છે. તે ગતિના પ્રતાપે અંશ નિજ સ્વરૂપે થવા રૂપી મોતી પાકે છે.

**मोती बने मन भावतां रे, पामे उत्तम ठाम;**

**श्रीमंत कुवेरके चरणमे, नारणदास विश्राम. श्रीगुरु ॥१०॥**

જે મોતી બનીને તૈયાર થયું તેને ચક્રવર્તિ મહારાજા ખરીદે છે.

તે પોતાના મસ્તક ઉપર ધારણ કરેલા મુગટમાં મોતીને રાખે છે તે ઉત્તમ ઠામને પામેલા મોતીનું જતન બહું પ્રકારે થાય છે. તેની પ્રશંસા મનવાણી દ્વારા કરી શકાય તેમ નથી. તે જ પ્રમાણે જે અંશ નિજ સ્વરૂપે થયો તે મોતી સમાન હોય સર્વજ્ઞ પરમગુરૂને અતિ પ્રિય લાગે છે. પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે ભગવાન કરૂણાસાગરે મારા ઉપર પરમકરૂણા કરી સુજાણ-જાણરૂપ સત્‌ચરણમાં લઈ, સર્વોત્તમ કૈવલપદને પ્રાપ્ત કરાવી અંખડ વિશ્રામ બક્ષીસ કરીને હંમેશા મને સનમુખ રાખ્યો છે.

## દોહા

**चरन कमल स्थिति करी, क्षेणु खसे नही आन्य;**
**श्रीगुरुके शरणांगत, नारणदास तन-मन. ॥११॥**

પરમદયાળુ, પરમકૃપાનિધિ પ્રભુની કૃપા થવાથી પરમ ઐશ્વર્યતા પ્રાપ્ત કરી શકયો છું. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ચકવેજ્ઞાનનો હિમાયતી બની, ભગવાન કરૂણાસાગરના અવિગત ચરણોમાં મારા તન-મન સમર્પણ કરી શરણાંગત થઈને મારી સજાણ-જાણ વૃત્તિને સર્વજ્ઞની એકતામાં અખંડ રાખી ક્ષણવાર બીજે કયાંય ખસવા દેતો નથી.



## પોષ માસ-૩ પ્રારંભતે



**पोषण करवा पधारीयारे, अवनी पर आप;**

**दर्शन कर्या दीनानाथना, तेना गया सर्व पाप. श्रीगुरु ॥१॥**

નિજ સકર્તાપતિ અનંતદયાળુ, પરમ ઉપકારી અને પરમ પરમાર્થી છે. પોતાના સજાતિય અંશોને આપેલી દિવ્ય સમૃદ્ધિ ખર્ચી નાખી પરવારીને અતિ ગરીબ થઈ ગયેલા જોયા તેમને પરમકૈવલજ્ઞાન ગતિનું પોષણ કરી ગરીબીના દુઃખને હંમેશાં હટાવી દઈ અંશોને મહાસુખીયા કરવાના હેતુથી અવ્યકત ગતિનો પરમ પ્રભાવશાળી દિવ્ય મનુષ્યાદેહ ધારણ કરીને પૃથ્વી ઉપર પધાર્યા છે. પરમ કૈવલમોક્ષની જીજ્ઞાસાવાળા મનુષ્ય તનુધારી જે-જે દાસજનોએ દિના-નાથના દર્શન કર્યા તેના અનેક જન્મના પાપ સદાના માટે દૂર થઈ ગયા.

**अगणित इंड कटाक्षसेरे, उत्पन्न करे जेह;**

**एरे वालो आ विश्वमे, निरख्या पति तेह. श्रीगुरु ॥२॥**

નિજ સકર્તાપતિ અનંત કલ્પો વીતી જાય એટલા સમય સુધી અદ્વૈત સ્વરૂપે અવિગત શૂન્યમાં અવિગત ગાદી પર અખંડ બિરાજમાન હતા. જયારે સકર્તા પતિને અચાનક ઉપજણ ઉપજી ત્યારે બાહ્ય અલૌકિક સુજાણ-જાણ દ્રષ્ટિએ જોયું અને અંતર સુજાણ-જાણ દ્રષ્ટિએ નિર્ણય કર્યો. તે ઉપજણમાં અંતર બાહ્ય હેતુ ધારણ કરી

ધારણા, અકળવિચાર, આરત અને પોતાની ઈચ્છા ભાવના સંજુકત અલૌકિક વિભતીઓને પરસ્પર મેળવી પરમ સકર્તાપતિએ શુદ્ધ સંકલ્પ કર્યો. તે સકર્તાપતિના અદ્વૈત સ્વરૂપમાંથી દ્વૈતભાવ ઉત્પન્ન કર્યો. તે દ્વૈતભાવે કરીને જેવા પ્રકારનું જગત રચવું હતું તેજ પ્રમાણે પોતાના નૈન કટાક્ષના અતિ ઉમંગે અગણિત ઈંડોનું સર્જન કર્યું. તેજ સર્જનહાર સ્વામીને પોતાના સજાતિય અંશો ઘણા પ્રિય, અતિ વહાલા હોવાથી વાત્સલ્યભાવે પરમહેત લાવીને દ્વૈતરૂપે સર્વે અંશોને પરમ પાવન કરવા ભગવાન કરૂણાસાગરનું સ્વરૂપ ધારણ કરી, એ જ વાલો આ વિશ્વમાં પ્રગટ થયા છે. અનિન ભકિતના અધિકારી પૂર્ણ ભાગ્યવાન સંત સજજનો પોતાના નિર્મળ નૈનોમાં પ્રેમ-ઉમંગ ભરી-ભરીને વાલાને નિહાળે છે.

**द्वैत रमण करवा तणोरे, हवो उमंग अपार;**

**लक्ष चोरासी जातनो, रच्यो सब संसार. श्रीगुरु ।।३।।**

નિજ સકર્તા પતિના અદ્વૈત સ્વરૂપમાંથી રમણ કરવાનો દ્વૈતભાવ થયો ત્યારે અતિ અપરંપાર ઉમંગ ઉત્પન્ન થયો. તે ઉમંગે કરી પોતાના શુદ્ધ સંકલ્પમાં જેવો જગત રચનાનો ભાવ ભર્યો હતો તેને દ્રશ્ય રૂપે પ્રગટ કરવા પોતાના નિજસ્વરૂપની ક્રાંતિને જોવા લાગ્યા. તે જોતા પોતાના સ્વરૂપની ક્રાંતિનો પરમ પ્રકાશ જેનો અંત ન લાવી શકાય એવો અનંત દેખાયો. તે પ્રકાશમાં પોતાની બાહ્ય દ્રષ્ટિ અને સમચૈતન તેમજ ઈચ્છાવૃત્તિ એ ત્રણેને બ્રહ્મમય કરીને વ્યાપક-બ્રહ્મમાં સમલીત કરી દીધા. તે કારણને લઈ પોતાની

ધારણાગતિમાં જેવી પોખણી કરેલી હતી તે પ્રમાણે જડ-ચૈતનનો યોગ મેળવ્યો ત્યારથી દ્રશ્ય ઘાટોની ઉત્પત્તિનો ક્રમ શરૂ થયો. તેજ ઈંડોમાંથી અનંત બ્રહ્માંડની આદ્યે દેવ, દાનવ અને માનવ તથા સ્થાવર અને જંગમ ચારેય ખાણોની યોનિના ઘાટો એક પલકમાં નિર્માણ કર્યા છે. તે ચોરાસી લાખ જાતના નિજકર્તાએ બનાવેલા બીબામાંથી એક પછી એક એમ અનેક ઘાટો ઉત્પન્ન થતા હોવાથી, એ સમસ્ત સંસારની રચના કરવાવાળા સકર્તાપતિ સરજનહાર પોતે જ છે.

**खेल विविध बहु भांतनारे, रुप गुण भिंन जोय;**

**मन गमता मतने विशे, वस सबही समोय. श्रीगुरु ॥४॥**

સકર્તા પતિએ ક્રિયાવૃત્તિ દ્વારા તત્ત્વોરૂપી સમૃદ્ધિના ન્યુનાધિક ભાગ પોખીને જુદી-જુદી ભાતના અનેક ઘાટો બનાવીને તે ઘાટોમાં પોતાના સજાતિય અંશોને વસાવ્યા છે. તે ઘાટોનો ખેલ બાહ્ય દ્રષ્ટિએ જોતાં નામ, રૂપ, ગુણ એકબીજા સાથે મળતા ન આવે એવા અલગ-અલગ હોય તે તે ઘાટોની ભાતને જોઈ સર્વે અંશો પ્રકૃતિના સ્વભાવને વશ પડી મનના મત પ્રમાણે વર્તે છે. જેથી એકનો મત બીજાની સાથે મળતો નથી.

**उत इत जीत तीत विश्वमांरे, थइ रह्या लौलीन;**

**कुन मम कुन करता हशे, दोहु पद नहि चीन. श्रीगुरु ॥५॥**

નિજ કર્તાને તજી દઈ સર્વે અંશો વિયોગી થયાં ત્યારથી

વિજાતિ તત્વોના ઘાટોમાં વાસ કરી નિજ સ્વરૂપને ભુલી ઘાટોને હું છું એમ માનવા લાગ્યા. જેને જેવો ઘાટ પ્રાપ્ત થયો તે ઘાટમા મોહિત થઈને અંતઃકરણ ઈન્દ્રિયો દ્વારા વિષયો અને નાના પ્રકારે ભૌતિક પદાર્થોના ભોગ ભોગવવા લાગ્યા. સમસ્ત જગતમાં આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના દેવલોકમાં જયાં ને ત્યાં માયાના વિલાસમાં રસબસ લીન થઈને કોઈ અંશ હું કોણ, અને મારા સજાતિકર્તા કોણ ? એવો વિચાર નહી કરી શકવાથી પોતાનું સ્વરૂપ અને નિજકર્તાની શોધ કરી શકયા નથી. એ કારણને લઈને જગત રચનાની આદ્યથી અત્યાર સુધી પોતાના અંશ સ્વરૂપ અને નિજપતિપદ યથાર્થ જાણીને કોઈ ઓળખી શકયા નથી.

**तनो अस्मि अंश जब भयारे, लह्या पति न पुरांन;**

**तब कर्म प्रौढा पांगर्या, जीव तबही हेरांन. श्रीगुरु ।।६।।**

સર્વે અંશો પોતાનું ભાન ભુલીને અધો દ્રષ્ટિવાળા થયા તે દ્રષ્ટિમાંથી વાસના ઉત્પન્ન થઈ. તે વાસનાને વશ પડી જેવી વાસના તેવો દેહ પ્રાપ્ત થયો અને અંશની વૃત્તિ દેહના ભાવે દેહાકાર થઈ ગઈ. તે દેહના અહમ્ભાવને ધારણ કરી શરીર તે હું છું તેવો અધ્યાસ દ્રઢ થઈ જવાથી પોતાના શરીરે મન વાંચ્છિત ભોગ ભોગવવા અને કુટુંબ પરિવારનાં પાલન-પોષણ અર્થે, નાના પ્રકારના શુભા-શુભ કર્મો કરવા લાગ્યા. તે તન-મન અને વાણીથી સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને દેહ દ્વારા અહોનિશ કર્મો કરે જ જાય છે તેમજ કારણદેહમાં અહંકાર અંતઃકરણ આવેલું હોવાથી અહમ્પણું ધારણ કરીને શુભા-

શુભ કર્મો કરે છે. તદ્ ઉપરાંત મહાકારણ દેહમાં સુવૃત્તિ અને કુવૃત્તિ રહેલી છે. તેમાં સુવૃત્તિથી શુભ કર્મો અને કુવૃત્તિથી અશુભ કર્મો સદાના માટે કર્યા જ કરે છે. એ કર્મરૂપી વૃક્ષના બીજરૂપે આસુરી માયા રહેલી હોય તે કારણને લઈ કર્મરૂપી વૃક્ષને કર્મની શાખાઓ ઉત્તરો-ઉત્તર ફુટતી જ જાય છે તેથી તેના પ્રૌઢ પસારાનો પાર પામી શકાય તેમ નથી. તે કર્મ અનુસાર જે-જે જીવોની સાથે જેવા ગુના કર્યા હોય તેનો બદલો આપવા અને લેવા અનેક શરીરો ધારણ કરવા પડે છે. એ ન્યાયે જગતભરના જીવો બહુ જ હેરાન થતા હોય પારાવાર દુઃખ ભોગવે છે.

**हेरान हलाहल थई गया रे, हुरमत्य गई अंश;**

**जीवपणे जाडा थया, मले क्यम पतिनिज वंश. श्रीगुरु ।।७।।**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્વે અંશો માયિક તત્ત્વ પદાર્થના અનુરાગી થઈને ભિન્ન - ભિન્ન પ્રકારના માયિક ભોગો ભોગવવા લાગ્યા તેથી માયાનું ઝેર રોમે - રોમ અને રગે - રગમાં વ્યાપી ગયું છે. તે કારણને લઈ અંશ પોતાની શુદ્ધ-બુદ્ધ ગુમાવી દઈ સૃષ્ટિના પ્રારંભથી જ હેરાન થતા આવેલા છે. સ્વામી સર્જનહારે આપેલી દિવ્ય સમૃદ્ધિ જે જ્ઞાન, ભકિત અને વૈરાગ તેમજ અક્કલ, આરત અને સુરતા તે હિંમત વડે સકર્તાપતિને મળી શકાય તેમ હતું, પરંતુ અક્કલ, આરત અને સુરતા ભવના ભોગોમાં ખર્ચાઈ ગયા તેથી પોતાના સ્વરૂપને ભૂલી જઈને દેહના ભાવે દ્રષ્ટિ દેહરૂપ થઈ જવાથી

અંતઃકરણમાંથી ઉઠતી આસકિત ને વશ પડી ઈન્દ્રિયોના વિષયનું આચરણ કરીને જીવપણે જાડા થઈ ગયા. એવા જીવો સજાતિય સકર્તાના વંશના હોવા છતાં નિજપતિને કેમ કરીને મળી શકે ?

**निज अंश सब घटमे रह्यारे, निरमाल्य निसंख;**

**आहार विना उगे नही, वित्ये कल्प असंख्य. श्री गुरु ॥८॥**

નિજ સકર્તાપતિના અંશો સર્વે ઘાટોમાં રહીને ઘાટોની વાસનાને આધિન થઈ, માયિક પદાર્થોના ભોગની આશા - તૃષ્ણારૂપી ભુખને તૃપ્ત કરવા ત્રણ ગુણના કર્મો ઘણા જન્મથી કરતા-કરતા આવે છે છતાં,આશા-તૃષ્ણા શાંત થતી નથી. કારણ કે નિજકર્તાએ આપેલી સત્-વિત્ત રૂપે દિવ્ય સંપત્તિ અક્કલ, આરત, સુરત, નુરત, જાણપણુ, ચૈતનતા અને સક્રિય ગતિ વિજાતિ તત્ત્વ પદાર્થના સંગદોષે ગુમાવી દઈને ઐશ્વર્યતા વિના ઘણા અશકત અને કંગાલ બની ગયા છે તેમને મહાન સમર્થ પરમગુરૂના જ્ઞાનગમરૂપી આહારનું પોષણ ન મળે ત્યાં સુધી નિજ સ્વરૂપના અજ્ઞાને કરી, નિસંખ એટલે નિડરતા અને નિર્ભય થઈને અધોદ્રષ્ટિની વાસનાએ બહુ પ્રકારના ઘાટો ધારણ કરી ફેરા-ફરવામાં અનંત કલ્પો વીતી ગયા છે છતાં, કોઈ અંશ નિજ કર્તા તરફ દ્રષ્ટિ કરતા નથી.

**अंकुर अवन्य विषे बहुरे, रह्या बीज अनेक;**

**उष्ण रते द्रष्टे नहि, नांहि दरसे ते नेक. श्रीगुरु ॥९॥**

જુદા જુદા પ્રકારની બહુ સ્થાવર જાતિના બીજગરૂપી અંકુરો

પૃથ્વીમાં મળીને રહેલા છે પરંતુ ગરમીની ઋતુએ ઉનાળામાં નજર આગળ નજીક હોવા છતાં એકેય બીજ દેખાતું નથી. એ દ્રષ્ટાંતના ન્યાયે નિજકર્તાના સર્વે અંશો બીજકઅંકુરરૂપે વ્યાપક બ્રહ્મ ભૂમિકામાં સમાઈને રહેલા છે. તે બીજક અંકુરો કાળ-માયાની ઋતુમાં અતિ ઉગ્રતાપમાં તપીને દ્રષ્ટિનું રૂપાંતર થઈ જવાથી કોઈ અંશ એકબીજાને જોઈ કે જાણી શકતા નથી પરંતુ ઝાંઝવાના જળરૂપી નામ-રૂપ ગુણવાળું જગત ભાસે છે.

**घन वरसे वन पांगरे रे, सर्व स्थावर विलास;**

**सघन श्रीमंत कुवेर से, उदे जीव नारणदास. श्री गुरु ॥१०॥**

દ્રષ્ટાંત : જયારે વર્ષાઋતુ આવે ત્યારે સઘન-ઘનમાંથી વરસાદ વરસે છે તે સમયે પૃથ્વીમાં રહેલા સ્થાવર જાતિના સર્વે બીજકોને વરસાદના પાણીનું પોષણ મળવાથી ઉગીને વૃદ્ધિ પામે છે તેથી સરવે વનસ્પતિ ફાલી-ફૂલીને આનંદ પામી કલોલ કરે છે.

ઉપર જણાવેલ દ્રષ્ટાંતના ન્યાયે પૂજય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું અંકુરવત્ અંશરૂપે બ્રહ્મ ભૂમિકામાં અદષ્યપણે ઘણાકાળથી રહેલો હતો તેથી કરૂણાસિંધુ શ્રીમંત કુવેર પ્રભુ સઘન-ઘન સ્વરૂપે હોવાથી મારા ઉપર પરમ કરૂણાનો વરસાદ વરસાવ્યો, તે કરૂણાના પાણીનું પોષણ મળવાથી મારા નિજ સ્વરૂપના જ્ઞાનનો ઉદય થયો છે.

## દોહા

**जीव अंकुर पति सनमुख, विमुख हुता कही कलप;**

**करुणा सघन गुरु परसता, गई लघुमति अल्प. ॥११॥**

હું જીવરૂપી અંકુર નિજપતિ તરફથી દ્રષ્ટિ ફેરવીને કેટલા કલ્પો વીતી ગયા ત્યારથી આજ દિન સુધી વિમુખ થઈ રહ્યો હતો પરંતુ, અનંત દયાળુ સર્વજ્ઞ ભગવાન કરૂણાસાગર જેનામાં અનેક કરૂણાઓ સમાઈને રહેલી છે એવા સઘન-ઘન સ્વરૂપને સ્પર્શતાની સાથે પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે મારી અલ્પબુદ્ધિની લઘુતા હંમેશના માટે દૂર થઈ ગઈ અને સુજાણ-જાણ સર્વજ્ઞ ગતિ પ્રાપ્ત થવાથી સદાય અખંડિતપણે ભગવાન કરૂણાસાગરના સનમુખ થઈ રહ્યો છું.

 **મહા માસ – ૪ પ્રારંભતે** 

**महापदनी गम छे घणी रे, जांणे नहि कोई जंत;**

**अंश उदे उनसे हवा, बिछडया कल्प अनंत. श्रीगुरु ॥१॥**

નિજ સકર્તા સત્ કૈવલ સ્વામીની સર્વજ્ઞ સુજાણ-જાણ અતિ અગમ્ય અવિગત ગતિ, વારપાર વિનાની હોવાથી જગતમાં આવેલા સામાન્ય વિશેષ કોઈપણ જીવ જાણી શકેલા નથી. એ ગતિ સિર્ગુણ-નિર્ગુણની પાર આવેલી હોય સદાને માટે શબ્દાતિત અને અક્ષરાતિત રહેલી છે તેથી મન, વાણી કે બુદ્ધિ દ્વારા જાણીને કોઈ જણાવી શકેલું

નથી. એવા જે સકર્તા સ્વામી પોતાની અંતરવૃતિના મતલબ પ્રમાણે અનેક અંશોનો ઉદય કરી સર્વે અંશોના સાક્ષીરૂપે રહેલા છે. તે સર્વ અંશો આ બાજુ જગત તરફ દ્રષ્ટિ કરવાથી દ્વૈતભાવવાળા થયા ત્યારથી - અત્યાર સુધીમાં અનંત કલ્પો વીતી ગયા છતાં કોઈ અંશ નિજપતિને મળી શકયા નથી.

**सुख देवा सर्वे अंशनेरे, अंशी धर्यो तनु महाद;**

**नीरखंता नेह अति घणो, हरदे हरख हुलाद. श्रीगुरु ॥२॥**

નિજકર્તાથી ભિન્ન પડીને સર્વે અંશો વિયોગી થઈ જગતમાં આવી વિજાતિય તત્ત્વ પદાર્થોના સંગદોષે કરીને બહુ દુઃખી થવા લાગ્યા. તે દુઃખ ભોગવવામાં ઘણા કલ્પો વીતી ગયા ત્યાં સુધી કોઈ અંશ સકર્તાપતિને મળી શકયા નહી. તે અંશોનું મહાદુઃખ સદાના માટે નિવારી દઈને પોતાના શરણમાં લઈ પરમાનંદનું અખંડ સુખ આપી સુખી કરવાના હેતુથી, સર્વે અંશો ઉપર અતિદયા લાવીને કૈવલ કર્તા અલૌકિક વિભુતિઓનો દિવ્ય મનુષ્યાદેહ ધારણ કરીને આ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે. તે મહાપ્રભુના પરમ કલ્યાણકારી સ્વરૂપને જોઈને અતિ પ્રેમ મગ્ન બની મહાભાગ્યશાળી જેના પૂર્ણ પુન્ય ઉદય થયા છે એવા અધિકારી જીજ્ઞાસુજનો દર્શન કરી હૃદયમાં અતિ હરખાઈને નિજાનંદનો આનંદ અનુભવે છે.

**श्याम बदनकी सुंदीरतारे, नौतम छबि जोर;**

**ललितलता लक्ष लाधे नहि, नवछंदा नवल किशोर. श्रीगुरु ॥३॥**

પરમ પ્રભુના ઘનશ્યામ સ્વરૂપનું નિરીક્ષણ કરતા ઉપમા

આપીને વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી. તે પ્રભુનું મુખ ચંદ્ર સમાન અતિ શિતળતાવાળુ, મહા તેજસ્વી પરમશ્રેષ્ઠ સુંદરતાવાળુ અતિ મનોહર હોવાથી, જોનાર જીજ્ઞાસુજનોના મનનું હરણ કરી મોહ પમાડીને મુગ્ધ કરી નાખે તેવું છે. તે મહાપ્રભુની અનુપમ છબીને કોઈ ઉપમા આપી શકાય તેમ નથી. કારણ કે તે પ્રભુના અદ્દભુત તરૂણ તનુને નિહાળતા તેમા નવીન-નવીન ચિન્હો, કળાઓ, વિભૂતિઓ અને અલખલક્ષ વિચારી જોતા તે પ્રભુની બરાબરીમાં આવી શકે એવું અનંત બ્રહ્માંડોમાં કોઈ જ નથી.

**चरन सरोज पुनी परसतारे, पांमे निज देदार;**

**सार सकल गुन सेवामे, छुटे भव संसार. श्री गुरु ॥४॥**

પરમદયાળુ, પરમવિભુતિવાન, પરમકૃપાનિધિ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના સત્ય-નિત્ય જે અખંડ ચરણકમલ છે. તે ચરણ કમલનો પરમ પ્રતાપ અતિ અદ્દભુત હોવાથી જીજ્ઞાસુજનોને ફરીથી વર્ણન કરી જણાવું છું તે અકળગતિના અલૌકિક ચરણોનો સ્પર્શ કરતા ચૈતન્ય અંશ પોતાના સ્વરૂપને જેમ છે તેમ જાણી યથાર્થ ઓળખીને સ્થિતિને પ્રાપ્ત કરે છે. એવી જ રીતે પરમગુરૂના ચરણકમલની સેવા કરવાથી સમસ્ત જગતના કારણરૂપે જે સાર રહેલો છે તે અને અનેક દિવ્ય ગુણોનો અધિકારી બને છે તેને ભવરૂપ સંસાર સદાના માટે છુટી જતો હોવાથી જન્મ-મરણના ફેરા ફરવાના રહેતા નથી.

**हस्त वदन मुखसे झरेरे, अमृत जैसी वांण्य;**

**प्रेमी जनना रुदे विषे, रस ठरे निरवांण्य. श्रीगुरु ॥५॥**

પરમ દયાળુ, પરમ કલ્યાણકારી, જ્ઞાનામૃતના સાગર હોવાથી પોતાના હસતા મુખે અમૃતવાણી વદે છે. તે જ્ઞાનામૃતરસ, ભકિતરસ અને કરૂણારસથી ભરપુર ભરેલી હોય, કૃપાપાત્ર થયેલા પ્રેમીજનોના હૃદયમાં જઈને ઠરે છે તે જ્ઞાનમય પરમરસનું વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી.

**दया करी दे जेही जनकु रे, तन-मन पलटाय;**

**दीव्य लोचन खोले तेहने, अलमस्त हो जाय. श्रीगुरु ॥६॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે ઘણા જન્મોના પુન્ય ઉદય થવાથી પૂર્ણ ભાગ્યશાળી અંશ તે મનુષ્યાદેહ ધારણ કરીને આવેલો છે એ યોગ્ય અધિકારી હોવાથી અહોનિશ સર્વજ્ઞ પ્રભુની શોધ સંતસમાગમ અને સતસંગ દ્વારા અંતરની આરતપૂર્વક કરી રહેલો છે. તે અંતર્યામી અવિનાશીને એક ક્ષણવાર વિસરતો નથી એવા પ્રેમના પાત્રને જોઈ અનંતદયાળુ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર દયાભરી દ્રષ્ટિએ જોઈને તેના ઉપર દયા કરે છે. દયા કરતાની સાથે તેના તન-મન પલટાઈ જવાથી તેની બાહ્યવૃત્તિ અને અંતરવૃત્તિ એના વિચારો અને ભાવ પરમગુરૂ પરાયણ બની જાય છે ત્યારે પરમગુરૂની પરમકૃપાએ તેના દિવ્ય અનેક અંતર ચક્ષુ ખુલી જાય છે તેથી પરમગુરૂની જ્ઞાનગમ ગતિમાં રસબસ થઈને અલમસ્ત દિવાનો બની જાય છે.

**मस्त दिवान हो रह्या रे, गांजी शके नहि कोय;**

**शिरपर गुरुका हस्त हे, नीरभे भयाजन सोय. श्रीगुरु ॥७॥**

જે સંતસજજનો મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના ચરણમાં સમર્પણ થઈને અનિન ભકિતના અધિકારી થયા છે તે અંતરદ્રષ્ટિએ ગુરૂગમગતિનું પાન કરી પૂર્ણ ઐશ્વર્યતાને મેળવી મસ્ત દિવાના થઈ ગયા છે જેથી એ અલૌકિક મસ્તીની દશામાં ચકચુર થઈ ગયેલા હોવાથી પોતાના તન-મનનું તેમજ જગતનું લેશમાત્ર ભાન રહ્યું નથી. એવા પરમગુરૂના સનમુખ સદાય રહેવાવાળા સાધકની સામું જોઈ કાળ-માયા ભયભીત થઈને કંપી ઉઠે છે.

તો પછી આ જગતમાં એમને કોણ જીતી શકે ? તેમના શિર ઉપર સર્વજ્ઞ પરમગુરૂનો કરૂણારૂપી હાથ કાયમ રહેલો છે એવા જન નિર્ભય થઈને અખંડાનંદનું સુખ હંમેશા ભોગવે છે.

**नराधी सुत सर्व सुखनेरे, पांमे बिनु प्रेहेतन;**

**ओर न पामे श्रमथी, राज बीजनु अे तन. श्रीगुरु ॥८॥**

દ્રષ્ટાંતે જેમ ચક્રવર્તિ રાજા સર્વ સત્તાધિશ હોવાથી નીતિમત્તાને અનુસરી ન્યાય સહિત રાજ કરે છે. તે રાજાને પ્રથમ એક પાટવી રાજપુત્ર પૂર્ણ ભાગ્યશાળી રાજસત્તાનો અધિકાર લઈને જન્મેલો છે. તે રાજકુમાર ભણી-ગણીને વિનય, વિદ્યા, વિવેક, વિચાર, સંયુકત સુબુદ્ધિવાળો, ધૈર્યવાન સદ્‌ગુણ સંપન્ન થઈને જયારે પુખ્ત વયનો થાય છે ત્યારે કોઈપણ પ્રકારનો પ્રયત્ન કર્યા સિવાય તે

રાજકુંવરના પિતા ચક્રવર્તિ રાજા તેને રાજસત્તા આપી ગાદીએ બેસાડી રાજ-તિલક કરે છે. પરંતુ, બીજા કેટલા રાજયમાં રહેલા મનુષ્યો રાજસત્તા મેળવવાં ઘણી પ્રકારનાં પ્રયત્નો કરે છે છતાં કોઈ ઉપાયે રાજસત્તાના અધિકારી બની શકતા નથી કારણ કે રાજપુત્ર રાજાના બીજનો હોવાથી રાજાએ સત્તા આપીને રાજા બનાવ્યો છે અને બીજા રાજસત્તાના હકદાર થવા માટે પ્રયત્ન કરે પણ રાજબીજના ન હોવાથી તેને રાજસત્તા કેવી રીતે મળી શકે ?

**गुरुनो थये गुरु अेहना रे, आगे सांख्य अनेक;**

**रिध्य प्रमाणे शिष्यको, सिध्य सम अे विवेक. श्रीगुरु ॥९॥**

આ જગતમાં જ્ઞાનભકિતના જીજ્ઞાસુજન ઘણા થઈ ગયા છે. તેમણે સદ્‌ગુરૂનું શરણ શોધી, પોતાના તન-મન-ધન સમર્પીને ગુરૂમુખી થયા છે. તે ગુરૂની આધિનતામાં રહી ગુરૂની પુરણસેવા અંતરના અતિપ્રેમથી કરીને ગુરૂના કૃપાપાત્ર થયા છે. જેથી ગુરૂ સાથે રેખમાત્ર અંતર રાખતા નથી ત્યારે તે ગુરૂ જેટલી ગતિના અનુભવની ઐશ્વર્યતા વાળા થઈ સાચી સમૃદ્ધિ પ્રાપ્ત કરી છે એવા ગુરૂ, શિષ્યને પોતાના સમાન ગણી સેવા કરનાર અધિકારીને અખંડ સમૃદ્ધિ બક્ષીસ કરે છે. આ જગત રચાયું ત્યારથી અત્યાર સુધીમાં જ્ઞાની મહાપુરૂષોના અનેક પુરાવાના પ્રમાણ વેદ શાસ્ત્રમાં મળે છે તે સિદ્ધાંતને અનુસરનાર જે શિષ્ય ગુરૂનો થાય તો ગુરૂદેવ રીઝીને જ્ઞાન દ્રષ્ટિએ જોઈ, વિવેક કરી ખટ સંપત્તિ બક્ષિસ કરી પોતાના સમાન બનાવી દે છે.

**छेवट सदन सुख धाममां रे, वसे कुवेर कैवल;**

**दास नारण उनको सही, पति हे एकलमल. श्रीगुरु ॥१०॥**

સિગુર્ણ-નિર્ગુણની પાર સામાન્ય વિશેષ સર્વ અંશોનો ઉદય કરનાર પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગર છે. જેમનું નિજઘર છેલ્લામાં છેલ્લું અપાર સુખનું ધામ આવેલું હોવાથી જેની પાર બીજુ કોઈ જ નથી. તે મહાન સમર્થ સર્વજ્ઞ શ્રીમંતકુવેર પ્રભુ અદ્વૈત સ્વરૂપે પોતે જ કૈવલ હોય સ્વયં અખંડ સ્વરૂપે એકલા જ રહે છે. પૂજય નારણદાસજી મહારાજ કહે છે કે હું નક્કી તેમનો સજાતિય અંશ તેમની એકતામાં રહી પરમાનંદના સુખનો આનંદ અનુભવું છું.

## દોહા

**घाट गुरु हिम पतिसद, शिष्य पद शरन् विचार;**

**सुख कारन समोवड रहे, अंत्यलीन नीज सार. ॥११॥**

મહાન સમર્થ પરમગુરૂ પરમકૃપાના સાગર હોવાથી સોનાના દાગીના સમાન છે. કારણ કે સોનાના દાગીના શરીરે ધારણ કરવાથી મનુષ્યને અતિ સુંદર શોભાવે છે ત્યારે બીજી બાજુ નિજ સકર્તાપતિ શુદ્ધ સોના જેવા સદોદિત રહેલા છે. તે સોનું કે સોનાની લગડીને કોઈપણ મનુષ્ય શરીરે ધારણ કરી શકતો નથી પરંતુ, તેને જાહેર નહી કરતા ગુપ્ત રાખે છે. એવી જ રીતે નિજપતિ શુદ્ધ સોના સમાન હોવા છતાં કોઈ અંશને ચેતાવી, નિજ સ્વરૂપમાં જાગૃત કરી પોતાના

સ્વધામમાં લઈ શકતા નથી. ત્યારે પરમગુરૂ સોનાના દાગીના સમાન હોય સર્વ અંશોને નિજસ્વરૂપે થવાનો અગમ્ય ઉપદેશ આપી, જ્ઞાનગતિ, બક્ષીસ કરીને સત્યનો શણગાર સજાવી અધિકારી અંશોને નિજસ્વરૂપની શોભામાં અતિ સુંદર શોભાવીને પરમપતિના પરમપદમાં પહોંચાડે છે. એવા અખંડ કૈવલધામના પરમસુખને પ્રાપ્ત કરાવનાર મૂળ કારણરૂપે સર્વજ્ઞ પરમગુરૂ છે તે સર્વ અંશોના શિર ઉપર મુકુટ મણિરૂપે રહેલા છે.

પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સર્વજ્ઞ પરમગુરૂની કૃપા થવાથી શરણાંગત બનીને નિજ સ્વરૂપે થવા રૂપ હું સોનાનો દાગીનો હોય, સર્વજ્ઞ ગુરૂગમ ગતિની એકતા કરીને હું ગુરૂસમાન થયો છું. ગુરૂની ગમગતિરૂપી દાગીનો અને શિષ્યરૂપી અંશ તે પણ દાગીનો, એ બન્ને દાગીનાનો અંત નિજપતિ પદમાં હોવાથી પરમ સકર્તાપતિનું પરમશ્રેષ્ઠ પદ સર્વાતિત સર્વ સિદ્ધાંતોની પાર સત્યસાર રૂપે રહેલું છે.



## ફાગણ માસ – ૫ પ્રારંભતે



**फागण फुल फुल्यो नहि रे, वृक्ष राखे सनेह;**

**जब फुले तब परहरे, तजे तनथी रे तेह. श्रीगुरु ॥१॥**

ફાગણ માસને સંબોધી ઉત્તમ સુગંધીવાળા પુષ્પોના વૃક્ષોનું દ્રષ્ટાંત આપીને ખુલાસો કરી બતાવ્યો છે. જે-જે વૃક્ષોને સુવાસિત

કળીઓ ઘણી સંખ્યામાં લાગેલી હોય છે તે કળીઓ ખીલ્યા વિનાની હોય ત્યાં સુધી વૃક્ષ સબંધ રાખે છે અને અતિ સ્નેહ ધરાવીને વૃક્ષ તે કળીઓને પોષણ આપે છે. જયારે કેટલોક સમય વીતી જતાં કળીઓ વૃક્ષની પુષ્ટિ પામીને પૂર્ણ બને છે ત્યારે જ ફૂલો ખીલે છે. તે ખીલેલા ફૂલોને વૃક્ષ પોતાના તનથી હંમેશા તજી દે છે.

**सोहागी दीसे पुनि खिलतां रे, भई वासना अपार;**

**तरुपे रहे तो सारु घणुं, गिरे ग्रेहे संसार. श्रीगुरु ॥२॥**

જયારે કળીઓ વૃક્ષની સાથે સંબંધ રાખીને રહેલી હતી ત્યારે તે કળીઓમાં અતિ પ્રિય સુગંધી અને સુંદરતા દેખાતી હતી તે કળીઓ ખીલીને ફૂલરૂપે થાય છે તે સમયે તેની સુગંધી અને અતિ રસિકસુંદરતા ખૂબ જ વધી જવાથી તેનું વાણી દ્વારા વર્ણન કરીને પાર પામી શકાય તેમ નથી. તે કળીઓમાંથી ખીલેલા ફૂલો વૃક્ષ ઉપર કાયમ રહ્યા હોત તો ઘણું સારું હતું પરંતુ, તે વૃક્ષ ઉપરથી ખરી પડતાં સંસારમાં રહેલા જ્ઞાન-ભકિતના ધર્મ સંસ્કારી જનો તેને ગ્રહણ કરી લે છે.

**ठाम उत्तम आरोपीयारे, शोभे अधिक अपार;**

**देखे तेना दलडा ठरे, जश वृक्ष अतबार. श्रीगुरु ॥३॥**

તે ગ્રહણ કરનાર અનિન ભકિતનાં અધિકારી પૂર્ણ શ્રદ્ધાવાન સંસારમાં રહેલા જીજ્ઞાસુજનો, ખીલેલા સુગંધીવાળા ફૂલોને લઈ પોતાનો સર્વોત્તમ ભાવ જે નિજપતિપદ પામવાનો છે એ ભાવરૂપી

ભૂમિકામાં એટલે તે ઠામમાં સ્થાપીને તેમને આધિન થઈ રહેણી-કરણીમાં રહી દાસત્વપણે ધર્મના નિયમોને અનુસરી પોતે શોભે છે અને ઘણા ભકિતભાવવાળા જન સમુદાયને શોભાવે છે. તેમના તન મન અને નેણ-વેણ વિશેષ નિર્મળ થયેલા હોવાથી તે દ્રશ્યના દેખાવને જોઈ, વિવેક બુદ્ધિવાળા ઉપાસકજનોના દિલ શાંતિ પામીને આત્મા પ્રેમના ઉમંગમાં પ્રસન્ન થઈ ઘણા ધન્યવાદ આપી, બહુ પ્રશંસા કરે છે અને તેમના યશોગુણ ગાતા ગાતા ખીલેલા પુષ્પોના સુગંધીની તૃપ્તિ થવાથી વૃક્ષ પ્રત્યે અધિકાધિક દ્રઢ વિશ્વાસ લાવે છે.

**परमगुरु वृक्षने भयारे, शिष कली समतोल;**

**अनिनपणे अगला नही, तजेना गुरुकी ओल. श्रीगुरु ।।४।।**

સર્વજ્ઞ પરમગુરૂનું અપાર કરૂણામય જે બાહ્ય સ્વરૂપ છે. તે અકળ અલૌકિક અતિ અદ્‌ભૂતતાવાળા વૃક્ષને અનિન ભકિતના પૂર્ણ અધિકારી અંતરહંગની આરતે અતિ ઉજાગૃતપણે રહીને કળી સમાન શિષ્યો ઉર્ધ્વ દ્રષ્ટિએ પરમગુરૂની અખંડ એકતામાં રહેલા છે. તે એકતાને તજી કદાપિ નિમીષ માત્ર જુદા પડતા નથી કારણ કે કાયમ કરૂણાનું પોષણ પામીને પરમતૃપ્ત થયેલા હોવાથી સળંગ સૂત્રવત્ એકમેકપણે રહેલા છે.

**अनिनपणु कलीवत कह्युं रे, खिल्या ज्ञानी होय;**

**गुरु आधिन अंग शोभीता,बिछडे जग शिर सोय. श्रीगुरु ।।५।।**

મહાન સમર્થ પરમગુરૂના સત્ય-નિત્ય સ્વરૂપમાં અનિનભાવે

એક નિષ્ઠપણે એકમેક થઈ એકતામાં રહ્યા છે. એવા શિષ્યો કળી સમાન હોવાથી તેમને પરમગુરૂની કરૂણાનું પોષણ સદાય અતુટપણે મળે છે તેથી અહોનિરંતર પરમગુરૂને અતિ સરસ શોભાવતા હોય પોતે પણ શોભે છે. જયારે જ્ઞાન ધ્યાનની પૂર્ણતામાં ખીલે છે ત્યારે બાહ્ય દ્રષ્ટિના દેખાવથી ગુરૂથી વિખૂટા પડે છે છતાં, અંતરનો સાચો શુદ્ધસ્નેહ તજી દેતા નથી. એ પરમગુરૂના પરમ પ્રતાપની પ્રભુતાને જોઈ જગતના વિશે જ્ઞાનભકિતના નિર્મળ જીજ્ઞાસુજનો ખીલેલા જ્ઞાની પુરૂષોને પોતાના શિરે શિરતાજ રૂપે હંમેશાં ધારણ કરી રાખે છે.

**राखे जग शिरपर धरि रे, उर दोहु अस्थान;**

**वासना कीरती सुख सब लहे, धन्य गुरुने ए मान. श्री गुरु ॥६॥**

અનિન ભકિતના અધિકારી જગતના ભકતજનો ગુરૂમુખી જ્ઞાની પુરૂષોને પોતાના શિર ઉપર ધારણ કરી રાખે છે. તે જ્ઞાની પુરૂષોના સ્વમુખે મળેલો સદ્‍ગુરૂ લક્ષનો બોધ ગ્રહણ કરીને અહોનિશ પોતાના હૃદયમાં રાખી ચિંતવન કરે છે. તેથી ગુરૂ ઉપાસક જનોને તે સંતનું સ્વરૂપ પોતાના શિર ઉપર અને હૃદયમાં પળે પળે દેખાતું હોય છે તેમની અતિ ઉત્તમ સુવાસનારૂપે સુકીર્તિની સુગંધ વિશ્વભરમાં પ્રસરી જાય છે. તે જ્ઞાન-ભકિતને પરમગુરૂ ઉપાસનાની કીર્તિરૂપી સુગંધ ગ્રહણ કરીને તેઓના તન-મન શાંતિ પામતા હોવાથી ઘણા સુખી થાય છે ત્યારે ઘણા ભકિત ભાવવાળા ભકતજનો પ્રસન્ન મનથી એવા ગુરૂમુખી જ્ઞાની સંત અને ગુરૂને અનેક ધન્યવાદ આપીને પ્રશંસા કરે છે.

**फल उत्पन्न वृक्षने भयारे, ताको रहे एकताय;**

**रस जो पीये निज वृक्षनो, पेढेपुरण पोषाय. श्रीगुरु ॥७॥**

જેવી રીતે વૃક્ષ જાતિમાં આંબાનું વૃક્ષ અતિ ઉત્તમ ગણાય છે તે આંબાને જયારે ફળ ઉત્પન્ન થાય છે ત્યારે વૃક્ષની એકતા રાખીને નિરંતરપણે રહે છે તેથી વૃક્ષનો રસ તેની શાખાઓ દ્વારા તે ફળ પીવે છે તે રસથી ફળ પુરણ પુષ્ટિ પામી વિકસીને મોટું થાય છે.

**पाका ते फलसु प्रितडी रे, काचु ग्रहे नहि कोय;**

**मिष्ट पुरणमे पुरी रही, अधुरे नुन्यज होय. श्रीगुरु ॥८॥**

એ ફળ મોટું થઈને જયારે પાકે છે ત્યારે ઘણા મનુષ્યો પ્રીતિપૂર્વક હેત ધરાવીને તેને ગ્રહણ કરે છે અને જે ફળમાં વૃક્ષનો રસ પૂર્ણ પોષાયો નથી તે ફળ કાચું રહી ગયેલું હોવાથી તેને કોઈ ગ્રહણ કરતું નથી. વૃક્ષનો પૂરો રસ જે ફળમાં પોષાયો છે તે પાકી ગયા છે. તેની મીઠાશ અતિ મધુરી હોવાથી મનુષ્યો તેને હરખીને ગ્રહણ કરે છે અને જે રસ પીવામાં અધુરા રહી ગયેલા ફળ તેમાં મીઠાશ કે મધુરતા નહી હોવાથી એવા ન્યુનતાવાળા ફળ સામું કોઈ પણ જોતું નથી.

**मिष्ट जे माणेल मानवी रे, खाटा माणे खराब;**

**परमगुरु वृक्षने विषे, शिष फलनो अराब. श्रीगुरु ॥९॥**

સત્ય ધર્મના લક્ષણોનું આચરણ કરનાર સદ્‌ગુરૂ લક્ષના

અધિકારી મનુષ્યો, અધિક મીઠાશવાળા ફળ આરોગી તેનો ભોગવટો કરી પરમ ગતિના જાણકાર થયા છે. તે અધીક મીઠાશરૂપે પરમગુરૂની અખંડ એકતાવાળા શિષ્ય નિજસ્વરૂપની વિદેહદશાને પામેલા સંત છે જેની અંતર કે બાહ્ય દ્રષ્ટિમાં વિજાતીય તત્વોનો વિકાર લેશ માત્ર રહ્યો નથી એવા સંતનો સમાગમ અને સતસંગના પરમરસનું પાન કરી, માણીને મસ્ત દશામાં જગતનું ભાન ભૂલી નિર્ભય થયા છે. જડ ચૈતનની વિભકિતનું જેને સંપૂર્ણ જ્ઞાન છે તે વિવેક દ્રષ્ટિથી જોતા તેમને જણાય છે કે, માયીક પદાર્થોની ઈચ્છાવાળા બાનાધારી સાધુઓના તન-મન અતિ વિકારવાળા, ખાટા ફળ જેવા ખરાબ જાણીને તેમના તરફ ગુરૂમુખી જ્ઞાનીઓ દ્રષ્ટિ પણ કરતાં નથી. પરમગુરૂ વૃક્ષને વિષે ફળરૂપી શિષ્યો અભિન્નપણે એકમેક થઈ રહ્યા છે તેમનામાં પરમગુરૂના અકળ સ્વરૂપનો જ્ઞાન ગતિરૂપી અર્ક તેમજ સર્વજ્ઞની મહદ ચૈતનતાનું સત્વ અવિરલ ધારાએ પોષાય છે તેથી ફળરૂપી શિષ્યો મહાન ધર્મ ધુરંધર પાકે છે.

**समंध पुरण स्नेहथी रे, रस करुणा पोषाय;**

**जीवन मुक्त फल पाकीया, ग्रहे महासुख दाय. श्रीगुरु ।।१०।।**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના સુજાણ-જાણ પુરવેશ્વર સ્વરૂપ સાથે જે શિષ્યે પૂરેપૂરો પ્રેમભાવ ધારણ કરીને અખંડ એકતાનો સંબંધ જોડયો છે તેથી એવા શિષ્યમાં કરૂણાનિધિની પરમ કરૂણાનો રસ પૂર્ણ પોષાવાથી જીવન મુકત થવારૂપ ફળ પાકયું છે

એવા નિજસ્વરૂપની દશામાં પૂર્ણ પાકેલા સંતના શરણને જે કોઈ આરતવાન ગ્રહણ કરે તેને પરમસુખની પ્રાપ્તિ થાય છે.

**श्रीमंत कुवेरके शरणथीरे, बिछडी गया जन दुर;**

**दासनारण कहे माने नहि, भवमां भटकेरे भुर. श्रीगुरु ॥११॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેરસાહેબના સાચા એક નિષ્ઠ ઉપાસક ભકતજન કે સંતનો સતસંગ સાંભળી, ભૌતિક ફળની ઈચ્છાવાળા મનુષ્યો વિચારે છે કે દયાનિધિના શરણમાં જઈશું તો સર્વપ્રકારનું સુખ પ્રાપ્ત થશે એવું માનીને શરણમાં આવે છે. પરંતુ તેમની ધારણા પ્રમાણે લૌકિક સુખ નહીં મળવાથી મહાન સમર્થનું શરણ છોડી પ્રભુને વિસારીને અણસમજુ દૂર ભાગી જાય છે. પૂજય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, પરમ પ્રભુના પરમ કલ્યાણકારી વચનો શુદ્ધ સમજણ વિના માન્યા નહીં, એવા ભૂચર ગતિના જીવો સદાને માટે આ ભવમાં ભટકી રહ્યા છે.

## દોહા

**गुरुसेवा पुरन करी, रीझ दिया वरदान;**

**नारणदास निश्चे कहे, जीत जावे तीत मान. ॥१२॥**

આ જગતમાં મહાન ભાગ્યવાન જવરલા જન, સંત કે ભકત ભકિતયોગનો અધીકાર લઈને જન્મેલા છે. તે મહાન સમર્થ પરમગુરૂનું શરણ શોધી તન-મન-ધન સમર્પણ કરી નિરંતર ભાવે સદ્દગુરૂ લક્ષ દ્વારા પૂર્ણપણે સેવા કરી છે. એવા દાસ ઉપર અતિ

પ્રસન્ન થઈને પરમકૃપા કરી ભગવાન કરૂણાસાગર વરદાન આપીને પરમશ્રેષ્ઠ પરમપદ બક્ષીસ કરે છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ નિશ્ચયપૂર્વક કહે છે કે હે પ્રિય અંશ ! આ ચૌદ લોકમાં તું જયાં જાય ત્યાં તને યોગ્ય માન મળશે.



## ચૈત્ર માસ - ૬ પ્રારંભતે



**चैतर चीत चरणे वस्यु रे, क्षेणु खसे नहि आंन;**

**अवर न देखु ए सम, बीजा नहि भगवान. श्रीगुरु ॥१॥**

ચૈત્ર માસને અનુલક્ષી પંચમ સ્વસમ્ વેદના અનુભવ સિદ્ધ પ્રમાણથી ન્યાય સહિત નિર્ણય કરીને જે સર્વેશ્વર સર્વજ્ઞ પ્રભુનું સત્ય - નિત્ય અખંડ અવિનાશી શરણ છે તે સમસ્ત સંસાર સાગરને તરી જવા માટે મારા અંશ સ્વરૂપની ચૈતન-વૃત્તિરૂપી જે ચિત્ત છે તે ચિત્ત વડે ચરણોમાં કાયમ નિવાસ કરીને રહ્યો છું. કારણ કે મારી નિજ દ્રષ્ટિએ તપાસી જોતા નિશ્ચય થાય છે કે તે પુરવેશ્વર પ્રભુની ઈચ્છાથી અનંત લોકનો ઉદય થયો છે. તેમની વ્યાપક ગતિમાં અનેક વિભૂતીઓ સમાઈને રહેલી છે. તે સર્વાતિત સ્વામી સમસ્ત બ્રહ્માંડની આદ્ય, પુરુષ પ્રકૃતિથી લઈ ચૌદ લોક સહિત સ્થાવર અને જંગમ સઘળા ઘાટોના જીવન દાતા છે તેમજ સર્વે અંશોના સાક્ષી હોવાથી સમદ્રષ્ટિ અને પોતાનું હેત એક જ સરખું રાખે છે એવા અગણિત લોકને નિયમમાં રાખનાર નિયંતા પરમપ્રભુના ચરણમાંથી

મારું ચિત્ત ક્ષણવાર ચલિત થતું નથી. એવા પ્રભુની સરખામણી કે બરાબરી કરી શકે એવો સમોવડીયો, સૃષ્ટિના પ્રારંભથી કોઈ થયો નથી અને સૃષ્ટિના અંત સુધી થશે પણ નહિ એટલા જ માટે તેમના સિવાય બીજા કોઈ ભગવાન છે જ નહીં એવું મારા અનુભવ ઐશ્વર્યતાની હિંમત ધારણ કરીને કહું છું.

**प्रश्न प्रमाण सुणी करो रे, सार सरवनो छेक;**

**समझ ग्रहे शुद्ध मानवी, तेने कहुं छुं विवेक. श्रीगुरु ॥ २ ॥**

વેદ, શાસ્ત્રો અને પુરાણોને અનુસરી જગતભમાં જેટલા મતપંથો સ્થાપ્યા છે. તે પક્ષમાંથી કોઈ પ્રતિવાદી એમ પ્રશ્ન કરે કે બીજા ભગવાન નથી એમ તમે કયા ન્યાયે કહો છો ? તો નીચે તેમને સત્ય પ્રમાણ આપીને કહું છું તે સાવધ થઈને સાંભળો. ચાર ખાણીના ઘાટો સ્થાવર અને જંગમ દશ અવતાર અને ચૌદ લોકના દેવ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન એ સર્વેનો આધાર છેવટનો સાર એક વ્યાપક બ્રહ્મ છે. નામરૂપ ગુણવાળા તત્ત્વ પદાર્થો દ્રશ્ય કે અદ્રશ્ય કોઈપણ બ્રહ્મથી ભિન્ન નથી. સર્વેનો આધાર અને જીવનરૂપ પણ બ્રહ્મ જ છે. કોઈપણ મતવાદ કે પક્ષપાત અદ્વૈત બ્રહ્મમાં સંભવી શકતો નથી એવા વ્યાપક બ્રહ્મના પ્રકાશક સર્જનહાર સકર્તાપતિ સત્ કૈવલ છે. એવી શુદ્ધ સમજને સમજનાર નિર્મળ અને વિશાળ બુદ્ધિવાળાને વિવેક કરીને કહું છું કે, જેને આદી અંત લાગતા હોય તેવી કોઈપણ વસ્તુ બ્રહ્મમાં ઉગરી શકતી નથી એમ નિશ્ચયાત્મક સમજવું.

**भार अढार वनस्पतिरे, जाति भिन्न अपार;**

**अवन्य जनुनी पिता घनथी, उपजे उदबिज सार. श्रीगुरु ।।३।।**

અઢારભાર વનસ્પતિની રચના સ્વામી સર્જનહારે કરેલી છે. તે જુદી-જુદી જાતની હોવાથી ગણત્રીની દ્રષ્ટિએ અઢાર લાખ છે. જેના રૂપ-ગુણ અને નામ ન્યારા-ન્યારા હોઈ તે જોતા પાર પામી શકાય તેમ નથી. તે સર્વે સ્થાવર જાતિની જનુની (માતા) પૃથ્વી હોય પિતા સઘન-ઘન છે. તે માતા-પિતાના સંયોગે અઢાર લાખ ઉદ્‌બીજ (વનસ્પતિ) ઉત્પન્ન થાય છે તે સર્વે વનસ્પતિમાં સાર રૂપે ભિન્ન ભિન્ન ગુણો રહેલા છે. ફુલ-ફળ અને રસ વિગેરે જંગમ જાતિના સુખ અર્થે સકર્તાએ કરેલા છે.

**आश नहि एक घन बिनारे, दुजो अवन्य आधार;**

**समंध जुगलनु थावर तनुं, नहि अवर को यार. श्रीगुरु ।।४।।**

સર્વે પ્રકારની વનસ્પતિની જાતિને એક સઘન-ઘન વિના બીજા કોઈની આશા નથી. કારણ કે સઘનઘનમાંથી વરસતા વરસાદથી સર્વનું પોષણ મળે છે અને બીજો સર્વ વનસ્પતિને પૃથ્વીનો આધાર છે. પૃથ્વી અને સઘન-ઘનની જુગલ જોડીના સંબંધે સર્વે વનસ્પતિ ઉત્પન્ન થયેલી છે તેથી સર્વે સ્થાવર જાતિને સઘન-ઘન સાથે સદાય પ્રીતિ બંધાયેલી છે એટલા જ માટે સઘનઘન વિના સ્થાવર જાતિનો બીજો કોઈ ધણી થઈ શકતો નથી.

**लघु दीरघ समतुल नहि रे, पक्ष घनथी समान;**

**भ्रात अवन्य जनुनी पखे, येसो अदल निधान. श्रीगुरु ।।५।।**

ઘાટ પક્ષે જોતા સઘળી વનસ્પતિ નાનીમોટી હોવાથી એકસરખી નથી પરંતુ સઘનઘન પીતા સંબંધમાં વિચારી જોતા સર્વે વનસ્પતિ સમાન એક સરખી જ છે. જનની પક્ષે જોતા સર્વ વનસ્પતિની માતા એક જ પૃથ્વી છે. તે સઘળી સ્થાવર જાતિ નાની-મોટી હોવા છતાં પરસ્પર બધા ભાઈઓ જ છે એ બદલ ન્યાય નિશ્ચય કરીને સર્વે પ્રતિવાદીઓને જણાવ્યો છે.

**સિદ્ધાંત** :- વનસ્પતિની જગ્યાએ નાની મોટી વિભુતિવાળા ચૌદલોકના દેવો તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તથા આદ્યશકિત અને નિરંજન તેમજ ચારેય ખાણીના ઘાટોની જનની વ્યાપક બ્રહ્મરૂપી પૃથ્વી છે અને સઘનઘન રૂપે નિજ સકર્તાપતિ સર્વેના પરમપિતા છે. સામાન્ય વિશેષ સર્વ અંશો ન્યુનાધિક ગતિવાળા હોવા છતાં પિતા પક્ષે એક સરખા જ છે એવી રીતે સર્વની જન્મદાતા જનની એક જ બ્રહ્મ હોય સામાન્ય વિશેષ સર્વ અંશોનો પરસ્પર ભાઈ-ભાઈનો સંબંધ લાગે છે.

**ओर प्रश्न समझो सहुरे, ग्रहो सिद्धांतनो सार;**

**दधि जल जंत भये बहु, भिन वरण आकार. श्रीगुरु ।।६।।**

બીજું દ્રષ્ટાંત આપી સમજવાની જીજ્ઞાસાવાળા અધિકારી

જનોને જણાવું છું કે, સિદ્ધાંતનો સત્ય સાર સમજીને તમારા સંશયોનું નિવારણ કરશો. જેમ સમુદ્રમાં બહુ પ્રકારના જળચરો ઉત્પન્ન થાય છે તેના રંગ અને રૂપ તેમજ જાતભાત જોતા આકૃતિઓનો આકાર ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે. તે જોતા જણાય છે કે એકનો આકાર બીજાની સાથે મળતો આવતો નથી એવી રીતે ઘણી પ્રકારના જળચરો સમુદ્રમાં રહેલા છે.

**समंध पीता सुरनो भयोरे, जनुनी जल जोय;**

**उभये संजोगे प्रजा सहु, मच्छ कच्छादिक सोय. श्रीगुरु ॥७॥**

સૂર્ય પિતા અને જળ જનુની સાથે સંબંધ થવાથી બન્નેના સંજોગો સર્વ જળચર જાતિના ઘાટો ઉત્પન્ન થયા છે. તે મચ્છ, મગર, કાચબો અને મેડંક વિગેરે ૨૨ (બાવીસ) લાખ પ્રકારના જળચરોની જાતિ ઉત્પન્ન થઈને જળમાં જ રહે છે.

**ભાવાર્થ :** ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે જળના વિશે ઉત્પન્ન થયેલા જળચરો બહુ પ્રકારના રૂપરંગવાળા નાના મોટા સંખ્યાબંધ હોય છે. તે સર્વે જળચરોના ઘાટોની માતા જળ છે અને પિતા સૂર્ય છે. એ બન્નેના સંયોગે જળમાં રહેલા ઘાટોની ઉત્પત્તિ થાય છે એવી જ રીતે સમસ્ત લોકના સામાન્ય વિશેષ સર્વે અંશોની માતા જળરૂપે એક જ વ્યાપક બ્રહ્મ છે અને તે અનેક અંશોના પિતા સૂર્યરૂપે સર્જનહાર સ્વામિ છે.

**खीलंत कमल सुर देखता रे, पोयणी धरे नहि प्रित्य;**

**ए समंध निज नरणवो, कुण पक्षनि रित्य. श्री गुरु ॥८॥**

પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગરે અંશોને થયેલા અજ્ઞાનનો નાશ કરવા પંચમ સ્વસમ્‌વેદના જ્ઞાનનો પ્રકાશ પાડયો. જેથી અંશો પોતાના સ્વરૂપને યથાર્થ જાણી ઓળખી શકયા ત્યારે ઉર્ધ્વદ્રષ્ટિ વિકાસ પામી તેથી અંકુરની વિભુતિઓ ખીલવાથી કમળ સમાન અંશો સૂર્ય સ્વરૂપે રહેલા સજાતી સકર્તાપતિના સન્મુખ થયા. હવે બ્રહ્માજી ચાર વેદનો ઉચ્ચાર કરીને એક અદ્વૈત વ્યાપક બ્રહ્મનો સિદ્ધાંત સ્થાપીને નકકી કરાવે છે અને કહે છે કે, દ્વૈત જગત થયું જ નથી. તેને લગતા દ્રષ્ટાંતો આપી એક અદ્વૈત બ્રહ્મ જ સત્ય છે એમ સાબિત કરાવે છે. તે અદ્વૈત બ્રહ્મ પક્ષના સિદ્ધાંતને સ્વીકારી કેટલા આચાર્યો અને ઋષિમુનિઓ એમ માનવા લાગ્યા કે, આપણે પણ બ્રહ્મ રૂપ જ છીએ.

હે બ્રહ્મજ્ઞાની, બ્રહ્મ દર્શીઓ ! તમે તમારા નિજ સ્વરૂપનો નિજલક્ષજ્ઞાન દ્વારા નિર્ણય કરીને જુઓ તમે કોના સજાતિ છો ? એ જ્ઞાનના અભાવે તમે કયા પક્ષમાં જઈને તેમની રીતને અનુસરો છો તે ખરેખર, તમારે વિચારવા જેવું છે. તે માટે તમે પોયણીઓ જેવા હોવાથી સૂર્ય સ્વરૂપ સકર્તા સ્વામી સાથે પ્રીતિ ધારણ કરતા નથી.

**कमल कमोदनी जल थकी रे, भिन्न वरती जणाय;**

**ए समजण जुवो संतही, निज श्रीगुरु गम पाय. श्रीगुरु ॥९॥**

હવે કમળ અને કમોદની (પોયણી) એ બન્ને જળમાં ઉત્પન્ન

થાય છે અને જળ એજ એનું જીવન છે છતાં, કમળ સૂર્ય ઉદય થતાં ખીલે છે ને સૂર્ય સાથે પ્રીતી રાખીને તેનું જ ધ્યાન ધરે છે. તેજ પ્રમાણે કમોદની (પોયણી) રાતે ચંદ્રનો ઉદય થતાં ખીલીને ચંદ્રની સાથે પ્રીતિ રાખે છે. હવે વિચારીને આપણે એ સમજવાનું છે કે કમળ અને કમોદની એ બન્નેની વૃત્તિના ભાવમાં ભિન્નતા પડવાનું કારણ શું હશે ? તેની યથાર્થ શોધ કરી સમજીને કોઈ નિર્ણય કરી શકેલું નથી. જે કમળ અને કમોદની એ બન્નેની ઉત્પત્તિ એક જ જળમાંથી થયેલી છે એ દ્રષ્ટાંતના ન્યાયે સામાન્ય વિશેષ સર્વ અંશો એક જ સકર્તાપતિથી ઉત્પન્ન થયેલા છે. જે-જે અંશોને મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂની ગમગતિ, પરમગુરૂના શરણાંગત થયેલા સંતના સમાગમથી પ્રાપ્ત થઈ, તે - તે અંશો પોતાના નિજ સ્વરૂપને જાણી સકર્તાપતિની એકતા કરીને પરમાનંદનું સુખ ભોગવે છે ત્યારે કમોદની જેવા બીજા અંશો વેદના સિદ્ધાંત પ્રમાણે આચાર્યો પાસેથી બ્રહ્મ લક્ષ ગ્રહણ કરીને વ્યાપક બ્રહ્મરૂપી ચંદ્રની સાથે સ્નેહ બાંધીને અમે પણ બ્રહ્મ સ્વરૂપ છીએ એમ સમજીને નિશ્ચિંત થયા છે.

**गुरुगम देवा पधारीयारे, श्रीमंत कुवेर कृपाल;**

**दास नारण एम जाणि ने, ग्रहो चरण निहाल. श्रीगुरु ॥१०॥**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સર્વ અંશો નિજપતિથી વિમુખ થઈ તત્વોના સંગદોષે પોતાને પણ ભુલી ગયા તેથી વિજાતિય જડ ઉપસનાઓમાં ફસાઈને આ ભવના ફેરામાં ભટકતા અને દુઃખી થતા

જોયા. તે સર્વ અંશોનું દુઃખ દૂર કરવા સકર્તાપતિએ અનંતદયાળુ મહાન સમર્થ, શ્રીમંત કુવેરનું સ્વરૂપ ધારણ કરીને પરમ કૃપાળુએ કૃપાદ્રષ્ટિએ સર્વ અંશોને ગુરૂ ગમગતિ આપીને નિજ આપનપુ ઓળખાવી, નિજપતિની એકતાનું લક્ષજ્ઞાન સમજાવવા આ પૃથ્વી ઉપર પધાર્યા છે. પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે એવા પરમગુરૂને જેમ છે તેમ જાણીને હે આરતવંત જીજ્ઞાસુ સંત-સજજનો તમારી નિર્મળ દ્રષ્ટિએ નિહાળી કૈવલ મોક્ષદાતા પરમદયાળુ પરમગુરૂના શરણને ગ્રહણ કરો.

## દોહા

**शरण ग्रहो द्रढ दलसु, चलेना कबहु चित;**
**सरवेश्वर पति जानके, पुरन भई परतित. ॥११॥**

પરમ મોક્ષની પ્રાપ્તિ અર્થે જેણે પોતાના તન-મન પવિત્ર કરીને નેણ-વેણ પણ નિર્મળ કર્યા છે. એવા ઉજાગ્રત વૃત્તિના મહામજબૂત દિલના અડગ દ્રઢતાવાળા સંત-સજજનો તમો સર્વજ્ઞ પ્રભુનું નિર્ભય શરણ ગ્રહણ કરો. તે નિર્ભય શરણની પ્રભુતા અને પરમશ્રેષ્ઠ પ્રતાપ તમારા મનના સર્વે  પ્રકારના મનોરથો પૂર્ણ કરવાવાળા હોવાથી તમારું ચિત્ત કદાપી ચલિત થશે નહિ એવા મહાન સમર્થ પરમગુરૂ અનેક પ્રકારની ઐશ્વર્યતાવાળા સાક્ષાત

સકર્તા પતિ પોતે જ છે એવું જાણીને મને પુરણ પરમ વિશ્વાસ આવ્યો છે.



## વૈશાખ માસ-૭ પ્રારંભતે



**वैशाखे विश्वना जे पति रे, बेठा तजी सरवलोक;**

**मनमापस पीयु मांनीया, अंते थाशे रे फोक. श्रीगुरु ॥१॥**

વૈશાખ માસનું વર્ણન કરીને પૂજય નરવેદસાગર મહારાજ કહે છે કે સમસ્ત વિશ્વના સર્જનહાર જે સકર્તાપતિ છે તે અદ્વૈત સ્વરૂપે હોવા છતાં પોતાને દ્વૈત ભાવ ઉત્પન્ન થયો ત્યારે શુદ્ધ સંકલ્પ કરીને બાહ્ય દ્રષ્ટિ દ્વારા અનંત બ્રહ્માંડોનો વિસ્તાર કર્યો છે. તે બ્રહ્માંડોમાં નાની-મોટી વિભૂતિઓવાળા દેવ, દાનવ, માનવની આદ્ય લઈ સ્થાવર-જંગમ સહિત અનેક ઘાટોની રચના કરી છે. તે સર્વ ઘાટોમાં સકર્તાપતિએ પોતાની અંતરવૃત્તિના સામાન્ય વિશેષ અગણિત અંશો ઉત્પન્ન કરીને વસાવ્યા છે. તે એવા મતલબથી કે મારા કરેલા ક્રતના વિલાસની મોજને ભોગવે અને વિચારે કે આ દ્વૈત મોજના રચનાર અને અમને બક્ષિસ કરનાર કોણ ? એ નિજપતિને જાણવાને ઓળખવા અંતરમાં આરતપૂર્વક શુદ્ધ જાગ્રત થઈને, નિજકર્તાને નિરંતર ભજે એવા હેતુથી વિશ્વના વિલાસમાં મારા અંશોને વસાવ્યા હતા પરંતુ, મને નિજકર્તાને ત્યજી દઈ અંશો પોતાના સ્વરૂપને પણ ભૂલી ગયા અને સર્વ અંશોની દ્રષ્ટિ વિશેષ

વિભુતિવાળા ચૌદ લોકના દેવ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર તથા આદ્યશકિત અને નિરંજન, આદિ તે મન માપક હોવાથી તેમના દેહોનો અવધિકાળ આવતાં નાશ પામે છે છતાં તેને નિજપતિ માનીને સર્વે લોકો ઉપાસના કરે છે.

**सीरगुण पक्ष पुरातनरे, समझो सद सार;**

**निज द्रष्टे जुवो नरणवु, जांहा प्रणव पसार. श्रीगुरु ।।२।।**

હે જગતના જીજ્ઞાસુજનો ! સિર્ગુણ પક્ષ ઘણો પુરાતન એટલે જગતની આદ્યે જુનો હોવાથી તેનું યથાર્થ નિરૂપણ કરીને જણાવું છું. તે સત્ય સારને સમજીને અસાર અને અનિત્યનો ત્યાગ કરશો. તમારું જે આપનપુ અંશ સ્વરૂપ તેની શુદ્ધ સજાણ દ્રષ્ટિએ જોનાર અધિકારી જન હશે તેને અનુભવ સિદ્ધ નિર્ણય કરાવું છું કે, જે ઓહંગ પ્રણવ જયાંથી ચૈતનતાવાળો સજીવ થઈને ભવભરના સર્વે ઘાટોમાં પ્રસરી ગયો છે. તે પંચ તત્ત્વના પાંચે દેહ વ્યષ્ટિ અને સમષ્ટિમાં પ્રણવરૂપી જીવન સિવાય સ્થાવર કે જંગમના શરીરો સજીવન રહી શકતા નથી.

**पुरुष प्रगट जबसे भयारे, सोहं तब निज बीज;**

**सगुण सफुरणता हवु, रुप गुणनु ए निज. श्रीगुरु ।।३।।**

જયારે જે નિરંજન ઉત્પન્ન થયા તે અંકુરમાંથી તેમની ઉત્પત્તિનું મૂળ કારણ બીજરૂપે સોહં પ્રણવ છે. તે સોહં પ્રણવમાં નિજકર્તાની ઈચ્છાવૃત્તિ વ્યાપક થઈને રહેલી છે. તે કર્તાની ઈચ્છા પ્રમાણે સોહં પ્રણવમાંથી સિર્ગુણની સ્ફૂરણાનો પ્રારંભ થયો, તે રૂપ

અને ગુણ માપક ગતિવાળા દિવ્ય શરીરો તત્વ સમૃદ્ધિના ખજાનારૂપે ઉત્પન્ન થયા છે.

**पुरुषे प्रकृति प्रसवीरे, संजमथी गुण त्रण;**

**गुणनायक नर जाणवो, शक्त्ति भई सम येन. श्रीगुरु ॥४॥**

જે નિરંજન પુરૂષની ઈચ્છાથી પ્રકૃતિ એટલે આદ્યશકિત ઉત્પન્ન થઈ તે શકિત અને પુરૂષ નિરંજનના પરસ્પર સંયોગથી ત્રણ ગુણ જન્મ પામેલા છે તે ત્રણ ગુણના નાયક એટલે આગેવાન નિરંજન પુરુષ છે અને આદ્યશકિત ત્રણે ગુણોમાં વ્યાયક રૂપે સમાઈને રહેલી છે. તે આદ્યશકિત ત્રણે ગુણોના ઘર રૂપે હોવાથી શકિતના હેતુને અનુસરી ત્રણે ગુણો જગતભરના સર્વેઘાટોમાં વર્તી રહ્યા છે.

**पंच तत्व तन मातरारे, तमो गुणथी ए जोय;**

**अंतसक्रण सतोगुणथी, रजोथी इंद्री होय. श्रीगुरु ॥५॥**

હવે ત્રણ ગુણ પૈકી તમોગુણમાંથી પાંચ તત્ત્વોને પાંચ માત્રાઓ ઉત્પન્ન થયા. તે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પાંચમું પૃથ્વી તત્વ જાણવું. એવી જ રીતે આકાશ તત્વની શબ્દમાત્રા, વાયુ તત્વની સ્પર્શ માત્રા, તેજ તત્વની રૂપમાત્રા તેમજ જળતત્વની રસમાત્રા અને પૃથ્વી તત્વની ગંધમાત્રા સમજવી. તેજ પ્રમાણે સતોગુણથી ચાર અંતઃકરણો ઉત્પન્ન થયા તે મન, બુદ્ધિ, અહંકાર

અને ચિત અંતઃકરણ છે તેમજ રજોગુણમાંથી દશ ઈન્દ્રિયો ઉત્પન્ન થઈ ચક્ષુ, શ્રવણ, નાસિકા, જીભ્યા અને ત્વચા એ પાંચ જ્ઞાન ઈન્દ્રિયો જાણવી હવે પાંચ કર્મ ઈન્દ્રિયો, મુખ, હાથ, ઉપસ્થ, ગુદા અને પાંચમી કર્મ ઈન્દ્રિય પગને ગણવામાં આવી છે.

**ए तत्व चोवीसनो संजमरे, प्रकृति पंचवीश;**

**चैतन छव्वीसमो सही, सतावीसमो जे इश. श्रीगुरु ॥६॥**

ઉપર જણાવેલા ત્રણ ગુણોના ચોવીસ તત્વોનો પરસ્પર સંયોગ થયો તેની સાથે પચ્ચીસમી પ્રકૃતિ મળીને વ્યાપક થઈને રહેલી છે અને છવ્વીસમો જે ચૈતન ચિદ્ કહેવાય છે તેના કિરણમાંથી ચિદ્દાભાસ ઓમકારના વિશે આવેલો છે અને સત્તાવીશમો સર્વે તત્વનો ઈષ્ટ ચૈતન અંશ સર્વે તત્વનો પ્રકાશક અને સાક્ષીરૂપે દ્રષ્ટા, સર્વને જોઈને જાણવાવાળો નિજ કર્તાનો અંશ ઓહંગ પ્રણવની પાર રહેલો છે.

**तत्व पचीस आ पिंडनारे, सघळो विस्तार;**

**स्थावर-जंगम सृष्टिना, लख चोरासी सुमार. श्रीगुरु ॥७॥**

ઉપર દર્શાવેલા પચ્ચીસ તત્વોના પિંડ એટલે ઘાટ, સ્થાવર અને જંગમના સકર્તાપતિએ ક્રિયાવૃત્તિ દ્વારા તત્વોના ભાગ ઓછાવત્તા પોખીને ચાર ખાણીના ચોરાસી લાખ ઘાટોની રચના કરી સુમાર એટલે હદ મર્યાદા નિર્માણ કરી છે.

**खांण चतुरकी उपजमेरे, एथी अलग न कोय;**

**तनुधर आद्य ए तत्वना, समजो सद सोय. श्रीगुरु ॥८॥**

સમસ્ત સૃષ્ટિને નિયમમાં રાખનાર નિયંતા નિજકર્તા કૈવલે સર્વે ઘાટોનું બંધારણ, મહા મજબૂત કરેલું હોવાથી જે-જે ઘાટમાં રહેલા અંશ તત્વોના આવેશમાં વશ થઈને વર્તે છે. તે ચારે ખાણીમાં ઉત્પન્ન થયેલા સર્વે શરીરો ચોરાસી લાખ પ્રકારના હોય તે પ્રત્યેક પિંડો તત્ત્વ સમૃદ્ધિનો વળ ભરીને રચેલા છે. તે કારણને લઈ સૃષ્ટિની આદ્યથી અંત સુધીમાં કોઈપણ અંશ નવીન શરીર ધારણ કરી શકતો નથી. એવું ચોક્કસ બંધારણ નિજકર્તાનું કરેલું હોવાથી જાણવાની જીજ્ઞાસાવાળા, તમો જ્ઞાન દ્રષ્ટિએ જોઈ વિચારીને તે સાચું સમજવા નિશ્ચયાત્મક ખોજ કરશો તો જેમ છે તેમ તમને સમજાશે.

**पुरुष प्रकृति गुण सुर लगे रे, विस्तर्यो ए विलास;**

**तत्व पचीस प्रौढां पांगरां, चैतन सरवमा समास. श्रीगुरु ॥९॥**

પ્રથમ પુરૂષ નિરંજન અને આદ્યશકિત તેમજ ગુણોના દેવ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર અને ચૌદે લોકના દેવો સુધી પાંચતત્વના પાંચે દેહોનો ભિન્ન ભિન્ન વિલાસ વિસ્તાર પામેલો છે. હવે ત્રણ ગુણના ચોવીસ તત્વો અને પચ્ચીસમી પ્રકૃતિ પાંગરીને એટલે વૃદ્ધિ પામીને મહાવિશાળ વિશ્વનો પસારો થયેલો છે. તે દેવ, દાનવ, માનવ અને સ્થાવર-જંગમના સર્વ શરીરોમાં ચૈતન બ્રહ્મ, સોહંગ સ્વરૂપ વધ-ઘટ સિવાય એક જ સરખા પ્રમાણમાં વ્યાપક રૂપે સમાઈને રહેલું છે.

**अंश मालक तत्वातित छे रे, रहे अलग सदाय;**

**निरगुण तो सम शुन्य छे, येन सरवनु समाय. श्रीगुरु ॥१०॥**

હવે પાંચ દેહની રચના નિજકર્તાએ તત્વોથી કરેલી છે. એ પાંચેય દેહના જીવનરૂપે ઓહંગ પ્રણવ હોય તે ઓહંગ પ્રણવ અને સર્વે તત્વોનો પ્રકાશક કર્તા કૈવલનો સજાતિય ચૈતન્ય અંશ માલિક હોવાથી સર્વ તત્વોથી તિત અલગનો અલગ હંમેશા ન્યારો રહે છે. જે નિર્ગુણ ચૈતન બ્રહ્મ આકાશની જેમ એક સરખુ સર્વમાં વ્યાપક થઈને રહેલું છે તે નિજ ઘર રૂપે કાયમ અડોલ અને અવિચલ રહેલું છે. જયારે સર્વે તત્વોનો અંત આવે ત્યારે તત્વો અને પ્રણવ સહિત ચૈતન બ્રહ્મમાં સમાઈ જાય છે.

**ते पदने परसाववारे, प्रगटया श्रीमंत कुवेर;**

**नारणदास शरणांगत, परसे गयो भवफेर. श्रीगुरु ॥११॥**

જે ચૈતન ચિદ્દ સત્યપદ છે તેને ઓળખાવી અખંડ એકતા કરાવવાના હેતુથી મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ જગતના જીવો પર પરમ કૃપા કરીને પ્રગટ થયા છે.

શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે સર્વજ્ઞ પ્રભુની મારા ઉપર કરૂણા થવાથી તે પરમ પદને હું યર્થાથ ઓળખી શકયો છું જેથી આ ભવમાં જન્મ-મરણના ફેરા ફરવાનું દુઃખ સદાને માટે દૂર થઈ ગયું છે.

## દોહા

**भव फरक करनन हरि, प्रगटे सतगुरु महाद;**

**अंश अखील निज तात हे, सीरगुन-निर्गुनकी आद्य.॥१२॥**

ભવ એટલે આ સંસાર સાગરથી અંશોને અલગ કરવા સાક્ષાત હરિ સર્વ જીવોનું પાપ હણી લઈ, અલૌકિક જ્ઞાનથી અજ્ઞાનનો નાશ કરવા પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, સર્વજ્ઞગતિવાન પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર સત્‌ગુરૂ સ્વરૂપે પ્રગટ થયા છે.

તે સિર્ગુણ-નિર્ગુણના કારણરૂપે આદ્ય સકર્તાપતિ છે. તે સ્વઈચ્છાથી મહાન સમર્થ સદ્‌ગુરૂનું સ્વરૂપ ધારણ કરીને આપનપું અને પતિપદની એકતાનું લક્ષજ્ઞાન આપી કૈવલધામને પ્રાપ્ત કરાવનાર અનેક અંશોના પોતે પરમ પિતા છે.

 

## જયેષ્ઠ માસ - ૮ પ્રારંભતે



**जेठे ते जन्म-मरण तणो रे, भयो रोग असाध्य;**

**त्रिदोष-त्रिगुण तनमे भयो,बीजा छे पण साध्य.श्रीगुरु ॥१॥**

જેઠ માસનું વિવરણ કરી જગતના મનુષ્યતનુંધારી સર્વ જીવોને સંબોધી જણાવતા કહે છે કે, સૃષ્ટિ રચનાની આદ્યથી સર્વ જીવોને જન્મ-મરણનો અસાધ્ય રોગ લાગુ પડેલો છે. તે રોગનું નિવારણ અત્યાર સુધી કોઈ કરી શકેલું નથી તેથી જન્મ-મરણનું

દુઃખ સદાના માટે જીવો ભોગવ્યા જ કરે છે. બીજો ત્રણ ગુણોનો સાધ્ય રોગ શરીરધારી સર્વ જીવોને સતાવતો હોવાથી નિવૃત્તિના સુખની શાંતિ કોઈને જ નથી. રજોગુણથી દશ આકાંક્ષાઓ અધોમુખી ઉઠે છે તેથી દશે ઈન્દ્રિયો અશુભ કર્મો કરવા પ્રવૃત્ત થાય છે તેમજ સત્વગુણના ચાર અંતઃકરણો તે પણ અધોમુખી દ્રષ્ટિએ માયાના પદાર્થોને જ ઈચ્છે છે. ચિત્તનું ચિંતવન દેહના વિલાસનું અને માયાના પદાર્થનું જ થાય છે તેમજ અહંકાર પોતાનો દેહ અને દેહના સંબંધીઓ તેમજ ભાગ્યના યોગે પ્રાપ્ત થયેલ સંપત્તિનું અભિમાન ધરાવે છે. એવી જ રીતે બુદ્ધિ પણ દેહ અને દેહના સંબંધીઓની કેવી વિવેચના કરવી તેના ઘાટ ઘડીને નિશ્ચય કરે છે. તેજ પ્રમાણે મન અંતઃકરણ સ્થૂલ દેહની જાગ્રત અવસ્થામાં રૂપરંગને જોઈ મોહ પામીને વિષયોની ચાહના કરે છે. હવે આ ત્રણ ગુણના ત્રણ દોષોના રોગમાંથી કોણ બચાવી શકે તેમ છે ? બીજા પણ કેટલીક પ્રકારના સાધ્ય રોગો ભૌતિક શરીરોમાં થયેલા હોઈ તે રોગોને મટાડવાનો ઉપાય કરે તો મટી શકે તેમ છે છતાં કોઈપણ રોગથી બચવા ઉપાય કરતું નથી તો પછી અસાધ્ય રોગ તો મટે જ શાનો ? એ વિચારવા જેવું છે.

**पादु प्रकंमा गुरु तणी रे, करे नांही ते रोग;**

**गुदस्त स्थिति निज ध्यानसे, नहि योग संभोग. श्रीगुरु ।।२।।**

જીજ્ઞાસુ મુમુક્ષુજનો પાદ એટલે પોતાના પગે ચાલીને પરમદયાળુ પરમગુરૂના પ્રગટ સ્વરૂપની પ્રકંમા કરતા નથી તે પણ

એક પ્રકારનો રોગ જ છે. હવે પદમાસન વાળીને સ્થિરતાને ધારણ કરી સ્થિતિએ થઈ પોતાના શરીરને અક્કડ રાખી મસ્તકને પણ સ્થિર કરી અંતરવૃત્તિમાં આરતભરી, બાહ્ય દ્રષ્ટિએ પરમગુરૂને ધારી જાગ્રતમાં અતિ ઉજાગ્રત રહીને પરમગુરૂનું ધ્યાન ધરવું. ઉપર જણાવેલ વિધિ પ્રમાણે જે સંત સજજનો નથી કરી શકતા તે દેહના માયિક ભોગો ભોગવવામાં તેમની વૃત્તિ આશકત થઈને વિરામ પામેલી છે એ પણ એક બીજી પ્રકારનો રોગ જ જાણવો.

**उपस्थ अशक विषे शु करे रे, नही हरिशु रे हेत;**

**गुरु परश्यानी प्रितडी, नहि जगशु सहेत. श्रीगुरु ॥३॥**

સઘળા સંસારના હે મનુષ્યો ! તમો ઉપસ્થ ઈન્દ્રિય દ્વારા વિષય આશકિત રાખીને કામ વિષયના ભોગ શું કરવા ભોગવો છો ? કારણ કે આ મનુષ્ય દેહ મળેલો છે તે હરિ સાથે અંતરનું અતિહેત લાવી તેમને ભજવાથી, જન્મો-જન્મના પાપ હણાઈ જતાં હોવાથી ચોરાસીના ફેરા ફરવાનું મહાદુઃખ સદાને માટે દૂર થઈ જાય છે છતાં, હરિ ઉપર કોઈ હોત રાખતા નથી અને માયાના ભોગોમાં મોહ પામીને દેવોને દુર્લભ એવો મનુષ્ય દેહ વૃથા ગુમાવી દે છે. સર્વ જીવોનું પરમ કલ્યાણ કરનાર મહાન સમર્થ સતગુરૂ અંશ-અંશીની -એકતાનો ઉપદેશ આપી કૈવલજ્ઞાનનો પ્રકાશ પાડીને અતિ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાવાળા છે એવા સત્‌ગુરૂના ચરણોમાં પ્રીતિ બાંધીને સ્પર્શ કરવાથી તે પરમકૃપાનિધિ પરમગુરૂ કાળમાયાના કર્મ બંધનથી મુકત કરી કૈવલ ધામે પહોંચાડી દે છે. પરંતુ જગતના લોકો અંતરની આંખ ખોલી જાગૃત થઈને પાવનકારી

પરમગુરૂ પ્રત્યે શુદ્ધ હેત રાખીને પરમગુરૂના ચરણોની કોઈ ચાહના કરતા નથી.

**जीहवा वदन मंद जाणवु रे, गुण प्रसादी न प्रित;**

**घ्राण मंद ना सुबासही, वरते जकतकी रीत. श्रीगुरु ॥४॥**

સર્વજ્ઞ પરમગુરૂની ઉપાસનામાં જીજ્ઞાસા રાખનાર સજ્જનો પરમગુરૂના ચરણામૃતની પ્રસાદી લઈને મુખમાં ગ્રહણ કરતા નથી તેનું મુખ મનુષ્યનું ગણાતું નથી. જેની જીભ્યા પરમગુરૂના યશોગુણ ગાઈને વચનામૃતનું પાન કરવામાં રસ ધરાવતી નથી તેની જીભ્યા મહામંદ પામેલી હોય તે સશકત થઈને ગુરૂશ્રીના ગુણ ગાઈ પરમ લાભ લઈ શકતા નથી. એવી જ રીતે જેની નાસિકા ઈન્દ્રિ મહાન સમર્થ પરમગુરૂના ચરણકમળની સેવાપૂજામાં સમર્પણ કરેલા પુષ્પો, ચરણોને સ્પર્શેલા પુષ્પોની સુગંધી લેતા નથી તેની નાસિકા પણ મંદ થઈ ગયેલી જાણવી તેથી તેને સુવાસના લેવાની પ્રીતિ થતી નથી. પરંતુ જગતના લોકો ઈન્દ્રિયોનો વિષય વિહાર કરવામાં અત્તર, ફુલેલ સુગંધીવાળા પદાર્થોનો ઉપયોગ કરે છે અને નાશવંત આનંદને મહત્વ આપી પોતાના મનથી ખુશ રહે છે. તે પ્રમાણે વર્તનાર બાહ્ય દ્રષ્ટિના જગતની રીતમાં રહેનારો ગણાય છે.

**चक्षु चरम गति न्यालतु रे, भाले भिन्ना-भिन्न;**

**श्रवण सुणे विषे स्नेहना, कर करम आधिन. श्रीगुरु ॥५॥**

જગતભરના મનુષ્યો પોતાની ચર્મચક્ષુની દ્રષ્ટિએ રૂપરંગની

આદ્ય સર્વ શરીરોને નિહાળે છે. ભૌતિક શરીરો ચર્મથી મઢાયેલા હોય તેને જોઈ ભિન્ન-ભિન્ન પ્રકારના ભેદ ભાસે છે. જયાં જયાં મન-મોહકરૂપ દેખાય ત્યાં તેને બહુ પ્રિય લાગે છે. કોઈનું શરીર તે પદાર્થ રૂપરંગ વિનાનું હોય તેના પ્રત્યે દ્વેષ કરે છે. હવે શ્રવણ ઈન્દ્રિ દ્વારા મનુષ્યો વિધ-વિધ પ્રકારના શબ્દો સાંભળે છે. તેમાં જે વિષય વિલાસના શબ્દોનો જયાં ઉચ્ચાર થતો હોય તેના ઉપર ઘણો જ સ્નેહ ધારણ કરીને તેનું મન તે જ શબ્દોનું રટણ કરે છે તેવી જ રીતે મનમાં જેવી ઈચ્છા થાય તે પ્રમાણે તેના હાથ કાર્ય કરવા લાગે છે. શુભ ઈચ્છા હોય તો સારા કર્મો કરે છે અને અશુભ ઈચ્છાની આગેવાનીમાં દુષ્ટ કર્મો કરે છે દુષ્ટ કર્મોના પરિણામે દુઃખી થાય છે.

**मन संकल्प नित्यनो नही रे, अनित्यनो आधार;**

**निश्चे बुद्ध करे नाश रे, वरते जक्त्ताकार. श्रीगुरु ॥ ६ ॥**

જે જનનું મન, નિત્ય સત્ય અને કાયમ છે તેની સમજણ વિના શુદ્ધ સંકલ્પ કરતું નથી અને જે અનિત્ય નાશવંત છે તેનાં સંકલ્પો વારંવાર કરે છે. નામ-રૂપ ગુણની આદ્યે જેટલા પંચભૂતના શરીરો અને પદાર્થો છે તે સર્વ અનિત્ય હોય અવધિકાળ આવતા નાશ પામે છે. તે જ પ્રમાણે એવા મનુષ્યોની બુદ્ધિ જેવા-જેવા દ્રશ્ય દેહ અને દ્રશ્ય પદાર્થો નાશ પામવાવાળા હોવા છતાં તેની પ્રાપ્તિનો નિશ્ચય કરે છે અને જગતરૂપ બનીને જગતના વહેવારો પ્રમાણે વર્તે છે.

**अहंकार अहं तनो अस्मिनो रे, अनित्यनो आवेश;**

**आपु पतिपद परहरि, वरते विकट विदेश. श्रीगुरु ॥७॥**

હવે જે અહંકાર અંતઃકરણ છે તે પાંચ તત્વોના તનનું અહંપણુ ધારણ કરીને મારાપણાનો દાવો રાખે છે. તે અનિત્ય દેહના આવેશમાં એટલે નશામાં ચકચુર થઈને ભાન ભૂલી નિજ સ્વરૂપને જાણતો નથી તે કારણને લઈ આપનપુ અને પતિપદનો ત્યાગ કરી જગતરૂપી વિદેશમાં ચોરાસીલાખ ઘાટો ધારણ કરીને અતિ ત્રાસદાયક વિપત્તિના મહાદુઃખો ભોગવે છે.

**चित वितनु चिंतवन नहि रे, भटके भव मोझार;**

**मंद एथी अति जाणवु, सुख नहि निरधार. श्रीगुरु ॥८॥**

જે મનુષ્યોનું ચિત્ત નિત્ય સોહંગ સ્વરૂપનું ચિંતવન કરતું નથી અને અધોદ્રષ્ટિએ ભવ એટલે સંસાર સાગરના નાશવંત ભોગોના ચિતવનમાં અહોનિશ ભટકે છે. તેથી તેનું ચિત અતિમંદ એટલે નિર્બળ થઈ ગયેલું હોવાથી નક્કી સમજવું કે તે જીવ કદાપી સુખી થતો નથી.

**चहुदश अंग रगरग विषे रे, फरी वलयो सर्व रोग;**

**असाध्य रोगी क्यम बंचही, बिनु हकीम संयोग. श्री गुरु ॥९॥**

સર્વ મનુષ્યોના સ્થૂલ શરીરમાં રહેલી દશ ઈન્દ્રિયો અને ચાર અંતઃકરણો મળી ચૌદ અંગોમાં રોગ પ્રવેશીને રગોરગમાં વ્યાપી ગયો છે જેથી કોઈ મનુષ્યને ક્ષણવાર સુખ કે શાંતિ પ્રાપ્ત થતી નથી.

તો એવો અસાધ્ય રોગી કેમ કરીને કેવી રીતે બચી શકે ? હવે તો સજીવન જડીબુટ્ટીના પૂરા જાણકાર હકીમનો સંયોગ એટલે મેળાપ ન થાય, ત્યાં સુધી અસાધ્ય રોગ દૂર થતો નથી.

**अगमदेश अरस सेरडे रे, आव्या हकीम श्रीराज;**

**दास नारण के कारणे, श्री कुवेर धिराज. श्रीगुरु ॥१०॥**

અગમ એટલે જયાં કોઈની ગતિમતિ પહોંચી શકતી નથી તેથી સિર્ગુણ-નિર્ગુણની પાર રહેલા કૈવલ ધામમાંથી અંતરિક્ષ જ્ઞાનગતિના માર્ગે ગવન કરીને અલૌકિક ઔષધી કૈવલલક્ષની લઈને વ્યાપક ગતિના રાજા પરમ ઉપકાર કરવા હકીમનું રૂપ ધારણ કરીને પધાર્યા છે. પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે મારા જ માટે દેવાધિદેવ, ઈશ્વરોના ઈશ્વર, રાજાઓના પણ મહારાજા ચકવેપતિ મહાન સમર્થ શ્રીમંતકુવેર પ્રભુ, મારા ઉપર પૂર્ણ કૃપા કરીને મને ભવબંધનમાંથી છોડાવી સ્વધામ પ્રાપ્ત કરાવ્યું છે.

## દોહા

**हरि हकीम गुरु होय के, ग्रहे जीव दरदी अनेक;**

**प्रीतीसे कर करमे दीये, गये दुःख रहेना नेक. ॥११॥**

હરિ એટલે સકર્તાપતિ સત્ કૈવલ પોતે સર્વજ્ઞ પરમગુરૂનું રૂપ ધારણ કરીને મહાવૈદ્ય થઈ, ભવભરના જીવોનો રોગ જે જન્મ મરણનો સદાને માટે દૂર કરવા અનેક જીવોને શરણમાં લીધા છે. ચોરાસી લાખ ઘાટોના ફેરા ફરવાનાં દર્દમાંથી મુક્ત થવાની

ઈચ્છાવાળા હે જીવો ! અનંત દયાળુ મહાવૈદ્ય પરમગુરૂની સાથે પૂર્ણપ્રીતિ બાંધીને તમારો હાથ પરમદયાળુ પરમગુરૂ અલૌકિક વૈદના હાથમાં આપો જેથી જન્મ-મરણનો મહારોગ તમારી પાસે લેશમાત્ર રહી શકશે નહીં.



## અષાઢ માસ – ૯ પ્રારંભતે



**अषाडे औषध अमृत जडी रे, लाव्या दीन दयाल;**

**शरणांगत सुख पामशे, गया दुःख जंजाळ. श्री गुरु ॥१॥**

અષાઢ માસને ઉદ્દેશીને સમસ્ત વિશ્વના મનુષ્યતનુંધારી જીવોનું જન્મ-મરણના દર્દનું દુઃખ દૂર કરવા ગરીબોનાં બેલી અનંત દયાળુ દયા કરીને જે અમરવૃક્ષ કાયમ અને અખંડ રહેવાવાળું છે. તેની અમૃત જડી એટલે તેની મુરાડી લાવી ઘસીને મહાદુઃખમાંથી મુકત થવાની ઈચ્છાવાળા જીવોને પોકાર કરીને જણાવે છે. એવું દુઃખ મટાડવાની ઈચ્છાવાળા જે-જે જીવો ભગવાન કરૂણાસાગરના શરણમાં આવે છે તેને અમૃતજડી આપીને પરમ સુખીયા કરે છે. ત્યારે માયાના સંબંધવાળી જન્મ-મરણની જંજાળ હંમેશના માટે એવા જીવોની છુટી જાય છે.

**त्रिदोष हर्यो त्रिव्रगथी रे, ज्ञान भक्ति वैराग;**

**निज पर आल अलगु करे, गयो तन अनुराग. श्रीगुरु ॥२॥**

મનુષ્ય તનુધારી સર્વ જીવોને ત્રણ ગુણના ત્રણ દોષો લાગેલા

છે તે સ્થૂલ દેહની જાગૃત અવસ્થામાં રજોગુણ અધિષ્ઠાન હોવાથી મોહ વિકારની દ્રષ્ટિએ રૂપરંગ આદિ સર્વ પદાર્થોને જુએ છે તેથી તેનું મન ઘણું ચંચળતાવાળું થઈને વિષયોની ચાહના કરે છે તેને મળ આવરણનો દોષ કહેવામાં આવે છે. હવે સૂક્ષ્મ દેહમાં સતોગુણ અધિષ્ઠાન થઈને રહેલો છે તે સત્વગુણના અંતઃકરણમાંથી માયાના ભોગોની સ્ફુરણાનો સંકલ્પ ઉઠે છે તેને વિક્ષેપ આવરણનો દોષ કહેલો છે. એવી જ રીતે કારણદેહમાં તમોગુણ અધિષ્ઠાન સુષુપ્તિ અવસ્થાને અહંકાર અંતઃકરણ આવેલું હોય તે દેહમાં અતિ અજ્ઞાનનો અંધકાર થઈ જાય છે જેથી આબાજુની કે તે બાજુની જાણ રહેતી નથી તે આવરણનો દોષ નિજ સ્વરૂપના જ્ઞાનથી નાશ પામે છે અને વિક્ષેપનો દોષ સર્વજ્ઞ પરમગુરૂની ઉપાસના યાને અનિન ભકિત કરવાથી દૂર થઈ જાય છે અને મળ આવરણનો દોષ સાર-અસારને વિચારીને અસાર સંસાર ઉપર અભાવ કરીને સાર વસ્તુ ઉપર પ્રીતિ ધરાવીને સર્વજ્ઞ પરમગુરૂના શરણાંગત થવાનો અંતર આદર કરવો તેને વૈરાગ કહેવામાં આવે છે. એવો વૈરાગ ધારણ કરવાથી મળનો દોષ દૂર થતો હોવાથી મન નિર્મળ બને છે. ચૈતન્ય અંશની વૃત્તિ પર વાસનાના આળનો પડદો પડેલો છે તે પડદો સર્વજ્ઞ પરમગુરૂ કૃપાદ્રષ્ટિ કરે ત્યારે તે દૂર થઈ જાય છે અને શરીર ઉપરનો મોહ લેશમાત્ર રહી શકતો નથી.

**लोचन कर्या निज देखतां रे, घ्राण ग्रहे ते सुबास;**

**कर्ण सार शब्दनां ग्रहे, जीभ्या यश गुण आश. श्रीगुरु ॥३॥**

જે આરતવાન જીજ્ઞાસુજન પરમગુરૂનો શરણાંગત થાય છે તે ચરણકમલનો સ્પર્શ કરતાની સાથે તેના નેત્રો નિજ સ્વરૂપ અને નિત્ય પરમગુરૂના સ્વરૂપને દેખી શકે છે અને પરમગુરૂની સેવાપૂજા કરતા પુષ્પો ચરણમાં સમર્પણ કરવામાં આવે છે તે પરમગુરૂના ચરણોને સ્પર્શેલા પુષ્પોની સુગંધી લઈને સર્વ પ્રકારની દુર્ગંધનો ત્યાગ કરે છે તેમજ એવી રીતે કાન જે શબ્દોમાં આપનપુ અને નિજપતિપદનું જ્ઞાન સમાયેલું હોય તે જ્ઞાનરૂપી શબ્દના સારને સાંભળી નિજકર્તા પદની પ્રાપ્તિનો હિમાયતી થાય છે. એ ધર્મનીતિના આચરણ કરનારની જીભ્યા અહોનિશ મહાન સમર્થ પરમગુરૂના યશગુણ ગાય છે અને ગુણગાવામાં તે ઉપાસક જનની જીભ્યા વિરામ પામતી નથી. નિરંતર ગુણ ગાવામાં હરદમ તાલાવેલી લાગી રહે છે.

**अधुर अशक उचिष्टनोरे, प्रसादी शुं सहेत;**

**त्वचा परस गुरु संतने, सेवा हस्त सवेत. श्रीगुरु ॥४॥**

જે સર્વજ્ઞ પરમગુરૂ સાથે વિશેષ પ્રેમ ધરાવવાવાળા સંત સજજનો પરમગુરૂને જમાડે ત્યારે જમતા બચેલી પ્રસાદી ગ્રહણ કરવા અતિ આશકભાવ રાખીને હોઠે સ્પર્શીને મુખમાં ગ્રહણ કરે છે ત્યારે એવા અધિકારી જનોનાં તન-મન સચેતન થઈ અતિ ઉજાગૃત

ગતિવાળા બને છે. જે વિદેહ દશામાં સ્થિતિ કરવાવાળા સંત તેમના ચરણોમાં પોતાની ત્વચાથી સ્પર્શ કરીને તેમને પરમગુરૂ સમાન ગણી હાથ વડે તન-મનથી સેવા કરે છે.

**चरण प्रकंमा प्रेमथी रे, नेम धरेजन कोय;**

**गुदा उपस्थ धीर ध्यानसु, भोगी सुखना समोय. श्रीगुरु ॥५॥**

જે ઉર્ધ્વ દ્રષ્ટિવાળા ઉપાસકજનો પરમગુરૂના સત્ ચરણની પ્રકંમા અતિ પ્રેમપૂર્વક કરે છે. તે પ્રકંમા સવાર સાંજે કરવાનો દ્રઢ નેમ ધારણ કરવાવાળા કોઈક જ વિરલા જન હોય છે. જે કોઈ ઉપાસકજન પદમાસન વાળીને અતિ ધીરજને ધારણ કરી ગુદાને સંકોચી ઉપસ્થના અનંગને ઉલટોવાળી પરમગુરૂનું ધ્યાન ધરવા ઘણો જ સ્થિર થાય છે ત્યારે કરૂણાસિંધુ કરૂણાદ્રષ્ટિ કરે છે. તેથી ધ્યાન ધરનાર અધિકારીને મહા સુખની પ્રાપ્તિ થાય છે અને તે આનંદને ભોગવતા તેના તન-મન તદાકાર થઈને આનંદરૂપ બની જાય છે.

**मन संकल्प निज रुपनोरे, निश्चे करे बुद्धि तेह;**

**तोल तत्व अहंकारनो, चित्त वितनो स्नेह. श्रीगुरु ॥ ६ ॥**

કાયમપંથના માર્ગ ઉપર જેનો પગ સ્થિર થયો છે તેનું મન શુદ્ધ પવિત્ર થઈને નિજ સ્વરૂપે થવાનો સંકલ્પ કરે છે ત્યારે બુદ્ધિ સૂક્ષ્મ દ્રષ્ટિએ નિહાળીને અંશ સ્વરૂપને યથાર્થ જાણી ઓળખવાનો દ્રઢ નિશ્ચય કરે છે. એવી જ રીતે અહંકાર અંતઃકરણ તત્વોનો તોલ

વજન કરીને તેને જોતાં જણાયું કે સર્વ તત્વો માપક અને નાશ પામવાવાળા છે એવું જાણીને તેના મિથ્યા અભિમાનને ત્યજી દે છે અને ચૈતન્ય અંશ નિજ જાણ સ્વરૂપને પ્રાપ્ત કરવાનું શુદ્ધ ગૌરવ ધારણ કરે છે. તેજ પ્રમાણે ચિત્ત અંતઃકરણ વિત્તરૂપે ચૈતન્ય ચિદ્દનું ચિંતવન કરીને તેની સાથે સ્નેહપૂર્વક સદાનો સંબંધ ધરાવીને લીન થઈ રહે છે.

**चहुदश अंग निरोगी कर्या रे, रोग रह्यो नहि लेश;**

**हिरणग्रभ हरि मात्रिका, दीयो लक्ष विशेष. श्रीगुरु ॥७॥**

પરમશ્રેષ્ઠ, પરમદયાળુ, ભગવાન કરૂણાસાગરના શરણમાં આવેલા જીજ્ઞાસુજનોનાં દશ ઈન્દ્રિયો અને ચાર અંતઃકરણ ચૌદેય અંગોને નિરોગી કરી દીધા જેથી એક પણ રોગ રહેવા પામ્યો નહિ. મહાન સમર્થ કરૂણાસિંધુ પ્રભુનું બાહ્ય સોહંગ સ્વરૂપને હરી કહેવામાં આવે છે તેમાં અનેક કરૂણાઓ અને અનેક વિભૂતિઓ સમાયેલી હોય તે સોહમના શિર ઉપર પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ મહદ અંશની સુજાણ દ્રષ્ટિ પડતાની સાથે સોહં સક્રિય અને સચેતન અપાર ગતિવાળો થઈને જયાં સુધી જગત વિસ્તાર પામેલું છે ત્યાં સુધી વ્યાપક થઈને પ્રસરી વળ્યો છે. તે હિરણ્ય ગર્ભ લક્ષ જે મનુષ્યના કરોડો જન્મના પુન્ય ઉદય થયા હોય તેને જ આપવામાં આવે છે જેથી એવા અધિકારીજનને ભવ રોગ થવાનો સંભવ રહેતો નથી.

**हरि हिरण्य ग्रभमां गुण घणारे, मिटया दरद अनेक;**

**बलिहारी गुरु हकीमकी, क्यां विनवु विवेक. श्रीगुरु ॥८॥**

હિરણ્યગર્ભ હરિરૂપ એક સોહં સ્વરૂપમાં પરમ ઉપકાર કરવાના અનેક ગુણો રહેલા હોવાથી શરણે આવેલા જીવોના જન્મો-જન્મના પાપ અને અનંત પ્રકારના દુ:ખ એક સાથે નાશ કરીને શરણાંગત જીવોને પરમ સુખીયા કરે છે. એવા અનંત દયાળુ પરમગુરૂને તન-મન-ધન સમર્પણ કરી હું કુરબાન થઈ જાઉ છું કારણ કે તે અલૌકિક મહાવૈદ્યનું વર્ણન વાણી દ્વારા થઈ શકે તેમ નથી માટે આપને વિનંતી કરીને કહું છું કે મારી અલ્પ બુદ્ધિએ આપની પ્રશંસા કરવાનો વિવેક નહી થઈ શકતો હોવાથી હું મૌન સેવું છું.

**रोग असाध्य संसारनो रे, दियो पलमे सब खोय;**

**दरदी दिवाना हो रह्या, अलमस्त समोय. श्री गुरु ॥९॥**

આ સંસારમાં જન્મ-મરણનો અસાધ્ય રોગ જગતના પ્રારંભથી જીવમાત્રને લાગુ પડેલો છે પરંતુ આ વિશ્વમાં કોઈક કોઈક મનુષ્યો મોટામહાન ભાગ્યવાળા મહાન સમર્થ પરમગુરૂની શોધ કરતાં કરતાં સંત સમાગમ દ્વારા ભગવાન કરૂણાસાગરને ઓળખી શરણાંગત થયા તેના જન્મ-મરણનો અસાધ્ય રોગ એક આંખના પલકારામાં સદાને માટે દુર કરી દીધો. તે સર્વજ્ઞ પ્રભુએ કૈવલ લક્ષજ્ઞાન ગતિ બક્ષીસ કરી ત્યારે દર્દમાંથી મુકત થયેલા

મનુષ્યો જ્ઞાન ગતિના આવેશમાં તન-મન અને જગતનું ભાન ભૂલી દિવાના બની ગયા અને આપનપું અને પતિપદની અખંડ એકતામાં રસબસ થઈને અલમસ્ત દશા પ્રાપ્ત કરી પરમાનંદનું સુખ અહોનિશ ભોગવે છે.

**श्रीमंत कुवेर करुणा करी रे, व्याधि विश्वनो हरंत;**

**दास नारण एवु जाणीने, आई शरण परंत. श्रीगुरु ।।१०।।**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુએકૃપા કરીને જગતભરના મનુષ્યતનુંધારી સર્વજીવોને થયેલ, જન્મ-મરણનો વ્યાધિ હણી લઈને મહાદુ:ખમાંથી મુકત કરી નિર્ભય પદે પહોંચાડયા છે. પૂજય નરવેદસાગર મહારાજ કહે છે કે એવું જાણીને હું પણ ભગવાન કરૂણાસાગરના શરણમાં આવી પડયો છું.

## દોહા

**दुख दरिया सम जीवकु, हरता गुरुकु नवेर;**

**पुरण तम ज्यौं गगनमें, अरक उदये नहि हेर. ।।११।।**

**દ્રષ્ટાંત :** જેમ આકાશમાં ભરપુર અંધકાર ભરાઈને છવાઈ ગયો છે તે અંધકારમાં સૂર્યોદય થયા વિના કોઈને કંઈ પણ દેખાતું નથી તેજ પ્રમાણે સંસાર ભરના જીવોના દરિયા સમાન દુ:ખને જોઈ અનંત દયાળુ ભગવાન કરૂણાસાગર પરમ ઉપકારી હોવાથી કૈવલ

લક્ષ જ્ઞાનની ઔષધિ આપીને સર્વ જીવોના દુઃખનો નાશ કરે છે. ત્યારે અંશો સાર-અસારનો નિવેડો કરી અસારને ત્યજી દઈ સાર વસ્તુને ગ્રહણ કરે છે તે સાર વસ્તુમાં સ્થિર થઈને જોતાં આપનપુ અને પતિપદની એકતાનો અનુભવ થાય છે.



## શ્રાવણ માસ-૧૦ પ્રારંભતે



**श्रावण सुख मलयु स्त्रवडेरे, झीले विरलारे संत;**

**छोलयो उठे सद्चिद्नी, आनंद तनु वत. श्रीगुरु ॥१॥**

શ્રાવણ માસને સંબોધી પરમગુરૂને જાણવાની જીજ્ઞાસાવાળા અધિકારીજનોને જણાવતા કહે છે કે પરમ સુખનો સાગર સમસ્ત બ્રહ્માંડોની અંદર ને બહાર ભરપૂર ભરાયેલો હોય તેના સિવાય એક અણુમાત્ર પણ ખાલી નથી. દેવ, દાનવ અને માનવથી લઈ સ્થાવર અને જંગમ સહિત આદ્યશકિતને નિરંજન સુધી સર્વમાં ચૈતન્ય બ્રહ્મ એક સરખું વ્યાપક થઈને રહેલું છે. એ સુખના સાગરમાં જેણે વિદેહદશા પ્રાપ્ત કરી છે એવા કોઈક - કોઈક વિરલા સંતો સદા સદોદિત સ્નાન કરે છે. તે મહા સુખના સાગરમાંથી સદ્-ચિદ્ અને આનંદની અહોનિશ છોળ્યો ઉઠે છે તે પરમસુખને માણવાવાળા સંતનું તન આનંદમય બની ગયું છે.

**सुख चतुर प्रकारनुं रे, विभक्ति विचार;**

**ताके दाता गुरु चतुरही, जेथी जेह सुखसार. श्रीगुरु ॥२॥**

ચાર પ્રકારના સુખ બતાવવામાં આવ્યા તેને યથાર્થ વિચારી

વિભાગ પાડીને નીચે પ્રમાણે જણાવું છું. પ્રથમ જે આ બાજુનું ભૌતિક સુખ હોય આ બાજુ સંસારના મનુષ્યો સામાન્ય અંશો ભોગવે છે. તે સુખની પ્રાપ્તિ પ્રોક્ષ ગુરૂઓના ઉપદેશને અનુસરવાથી થાય છે. બીજી પ્રકારના પ્રત્યક્ષ ગુરૂ જે-જે જનોને મળે છે તે બ્રહ્માંડમાં રહેલા ચૌદ લોક સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધીના નાની-મોટી ગતિવાળા વિશેષ અંશો બ્રહ્માંડમાં રહેલા છે. વિશેષ ગતિવાળા દેવોના અલ્પ અંશ સંસારના પ્રત્યેક પિંડમાં આવેલા છે તેને પ્રત્યક્ષ ગુરૂ પોતાના શિષ્ય સમુદાયને બોધ કરીને સમજાવે છે કે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર બ્રહ્માંડનાં વિશે બ્રહ્મલોક, વૈકુંઠ અને કૈલાસમાં વસેલા છે. તેમના અંશો આપણા શરીરમાં બ્રહ્માજીનો અલ્પ અંશ રજોગુણ નેત્રદ્વારે આવીને વાસ કરી રહ્યો છે તેવી જ રીતે વિષ્ણુદેવનો અલ્પ અંશ સતોગુણ સૂક્ષ્મદેહમાં કંઠ સ્થાને રહેલો છે. તે જ પ્રમાણે મહેશ્વર શિવજીનો અલ્પ અંશ તમોગુણ કારણદેહમાં હૃદય સ્થાને નિવાસ કરે છે. તે અંશ-અંશીની એકતાનો લક્ષ બતાવી તેમનું સ્મરણ ધ્યાન કરવાથી ઉપાસક જનને ઈચ્છિત ફળ મળે છે એવું જણાવે છે તે બીજા પ્રકારના ગુરૂ જાણવા.

હવે ત્રીજા જે સદ્ગુરૂ છે તેમના શરણમાં નિજ સ્વરૂપને જાણવાની જીજ્ઞાસાવાળા જે-જે જીજ્ઞાસુજનો આવે છે તેને પાંચે દેહમાં પોંખાયેલા તત્વોના સાંખ્યભાગ વિજાતિ જડતાવાળા, નિષ્ક્રિય ને અચેત હોવાથી તેનો ભાગ-ત્યાગ કરવાની રીત વિવેક કરીને સમજાવે છે ત્યારે તે અધિકારીજન નિજ સ્વરૂપને જાણી

યથાર્થ ઓળખી શકે છે.

હવે ચોથી પ્રકારના ગુરૂ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ છે. તે સ્વરૂપે થયેલા અંશને દયા કરીને સમજાવે છે કે તું સકર્તાપતિનો સજાતિ અંશ હોવાથી તે સકર્તાપતિ જયાં બીરાજે છે તેજ તારૂં સ્વધામ હોઈ તે કૈવલધામની પ્રાપ્તિનો પરમલક્ષ આપીને નિજઘેર પહોંચાડી દે છે.

**मिले प्रोक्ष गुरु प्रोक्षनी रे, वातो सुणी सुणाय;**

**सुणी तव सुख मुख मोदक, ग्रहे मस्त मुदाय. श्रीगुरु ।।३।।**

જેને પ્રોક્ષગુરૂ કહેવામાં આવ્યા છે તે જગતના જનોને સાંભળેલી વાતો સંભળાવે છે પરંતુ એ વાતોનો એને જાત અનુભવ નથી એ કારણને લઈ શાસ્ત્ર-પુરાણોમાં જણાવ્યા મુજબ ભકિતભાવવાળા માણસોને સમજાવે છે કે, ચૌદ લોકના દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તથા આદ્યશકિત અને નિરંજન પુરૂષના ધામ બ્રહ્માડમાં ઘણા દુર આવેલા છે. પરંતુ વૈરાટના વિશે તે દેવોના ધામ કયાં આવેલા છે ? તે પ્રોક્ષગુરૂ ખરેખર જાણતાં નથી. તે વિશેષ દેવોના અલ્પઅંશો આપણા શરીરોમાં કયા કયા સ્થાને આવેલા છે તેમાં પણ તેઓ અજાણ છે છતાં જનસમુદાયને ઉત્સાહપૂર્વક જણાવે છે. તમે શ્રદ્ધાપૂર્વક ભકિત કરો અને જપ, તપ, તીરથ, વ્રત આદિ વિધિ કર્મો કરવાથી બીજા જન્મમાં કે સ્વર્ગના વિશે અવશ્ય ફળ મળશે એવું સમજાવીને પોતાના શિષ્યોને મન મોદકની જેમ લાલચ બતાવીને ખુશ કરે છે એવી રીતે કે મનની કલ્પના કરીને માને છે કે મે લાડુ

ખાધા છે એવી અંધશ્રદ્ધાની માનંદી રાખીને મુદા વિના મન મસ્ત થઈને ફરે છે.

**निज गुरुपद निज देहने रे, खोजावे जे खचीत;**

**अरस अमर जे लोकनी, यांहां अंश सवित. श्रीगुरु ॥४॥**

હવે નિજગુરૂ આ જગતમાં ધર્મ જીજ્ઞાસાવાળા જે-જે ભકતજનોને મળે છે તે ઉપદેશ કરીને જણાવે છે કે, આકાશમાં દેવલોકોના અમરધામ રહેલા છે તે દેવોના અલ્પઅંશો પાંચ તત્વના સર્વ ઘાટોમાં આવેલા છે. તે આપણા દેહમાં પણ અદ્રશ્ય વિતરૂપે વાસ કરીને વસેલા છે એ કેવી રીતે પ્રાપ્ત થાય તેની શોધ કરવાનું સમજાવીને નિશ્ચય કરાવે છે.

**दरशाव्या दल देवने रे, देवाधी कुण कंथ;**

**कुण स्वरुप छे एहनुं, आव्या क्यम कुण पंथ. श्रीगुरु ॥५॥**

તે નિજગુરૂ પોતાના શિષ્યોને બોધ કરીને ઓળખાવે છે કે તમારા દેહમાં વિશેષ વિભૂતીવાળા દેવોના અંશ કયાં અને કયા સ્થાન પર આવેલા છે તે દર્શાવીને નક્કી કરાવે છે. તે દિવ્ય અલ્પઅંશો પાંચભુતોના સર્વ શરીરોમાં આવેલા છે તેમના સજાતિ ઉત્પન્ન કરવાવાળા માલિક કોણ છે ? તે આકાશમાં કયાં સ્થાન પર કેવા સ્વરૂપે રહેલા છે ને તેમના અલ્પ અંશો કેવી રીતે અને કયાં પંથે પ્રત્યેક શરીરોમાં આવેલા છે એવું ચોક્કસ સમજાવે તેને નિજગુરૂ કહેવામાં આવે છે.

**अंश मालिक तन तखतनो रे, तेनो आपे जे लक्ष;**

**ते सद्‌गुरु सद् जाणवा, पामे अे निज दक्ष. श्रीगुरु ॥६॥**

નિજ સકર્તાપતિએ ક્રિયાવૃત્તિ દ્વારા તત્વ સામગ્રીથી તનરૂપી તખત બનાવીને પોતાના સ્વજાતિ અંશને બિરાજમાન કર્યો છે. તે પાંચ દેહ અને પાંચ દેહના જીવનરૂપ પ્રણવનો પણ માલિક છે તેને પાંચે દેહના તત્વોનો ત્યાગ કરાવી પાંચે પ્રકારનું અહંપણું અને તેની મમતાને છોડાવી નિજ સ્વરૂપનો લક્ષ આપી દ્રઢ કરાવે છે. તે સાચે-સાચા સત્‌ગુરૂ હોય જ્ઞાન ગતિ બક્ષીને અંશનું નિજ સ્વરૂપ દર્શાવી પ્રવિણ કરે છે.

**अंश अनंत घट-घट विषे रे, भमे भवही मोजार;**

**रमण रलीत रसबस थई, माणे तन सुखसार. श्रीगुरु ॥७॥**

નિજ કર્તા કૈવલના અનેક અંશો જગત રચનાના સર્વ ઘાટોમાં આવીને વસેલા છે. તે અંશોને ઘાટનો સંગદોષ લાગવાથી તત્વોના રંગમાં રંગાઈને પોતાના નિજ સ્વરૂપને ભૂલી આ દેહ તેજ હું છું એમ માનીને રમણ કરવા લાગ્યા ત્યારથી દશ ઈન્દ્રિયો અને ચાર અંતઃકરણ દ્વારા બાહ્ય દ્રષ્ટિએ વિધવિધ પ્રકારે માયાના ભોગ ભોગવવામાં રસબસ થઈ ગયા તેથી જેવા શરીરના સુખોની ઈચ્છા થાય તેની પ્રાપ્તિ અર્થે શુભા-શુભ કર્મો કરીને કર્મ પ્રમાણે આ ભવમાં ભિન્નાભિન્ન શરીરો ધારણ કરીને લક્ષ ચોરાસીના ફેરા ફરતા થઈ ગયા છે.

**अंशी निज कर्ता कनेरे, मेलावे कोई महाद;**

**परमगुरु पद ऐहना, आपे सुख आनंद. श्रीगुरु ॥८॥**

જે, સર્વે અંશોના અંશી નિજ કેવલ કર્તાની પાસે અવિગત સ્વરૂપે એકમેક રહ્યા છે તે સર્વાતિત સર્વની પાર આવેલા હોવાથી તે પદની પ્રાપ્તિ, સર્વજ્ઞ ગતિવાન મહાદ ચૈતન પરમવિશેષ અંશ પરમશ્રેષ્ઠ ભગવાન કરૂણાસાગર કરાવી શકે છે. મહાન સમર્થ પરમ દયાળુ એ-અંશીપદ સાથે જે અંશને એકતા કરાવે છે તેને પરમાનંદના અથાહ સુખનો આનંદ થાય છે. તેની કોઈ ઉપમાં આપીને વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી.

**परमगुरु पति संघीतरे, रंजित पति नेह;**

**वेश विपु वश ते नहि, सदा संगी हमेह. श्रीगुरु ॥९॥**

પરમ વિભુતિવાન, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, પરમગુરૂ નિજપતિના સંગમાં નિરંતર પણે રહેતા હોવાથી સોહંમરૂપી સંગીતમાં અંતરના ઉમંગને પ્રેરી અવિગત નાદને ઉત્પન્ન કરવાવાળા છે. તે અવિગતનાદનો ધ્વનિ અખંડ ઉઠી રહેલો હોય તે નાદના રંગમાં પરમપતિનો પૂર્ણ પ્રેમ બંધાયો તેથી પરમગુરૂને પરમપતિ એક ક્ષણવાર ભિન્ન પડતા નથી. તે સર્વ અંશોના પરમપદદાતા સર્વજ્ઞ પરમગુરૂ પાંચભુતના ઘાટ રૂપીવેશને કદાપી વશ પડતા નથી પરંતુ સદા સદોદીત હંમેશા નિજપતિના સંગમાં રહે છે.

**श्रीमंत कुवेर परमगुरु रे, प्रगटाव्यो जे लक्ष;**

**दास नारण निरभे भयो, पाम्या पतिपद दक्ष. श्री गुरु ।।१०।।**

મહાન સમર્થ શ્રીમંત કુવેરપ્રભુએ આ જગતમાં સર્વ જીવોને કાળ-માયાના ફંદમાંથી છોડાવવા દયા કરીને આપનપું અને નિજપતિની એકતાનો લક્ષ પ્રગટ કરી જણાવ્યો છે. તે લક્ષને ગ્રહણ કરી યથાર્થ સમજી પૂજ્ય નારણદાસજી મહારાજ કહે છે કે હું પરમ લક્ષની જ્ઞાનગતિમાં પ્રવિણ થઈને નિજપતિને પ્રાપ્ત કરી નિર્ભય થયો છું.

## દોહા

**परमगुरु पति पासही, ज्यौं सुर किरण सनेह;**

**द्रिघन अंश वंश तेहुनको, दास मम पति सद तेह. ।।११।।**

દ્રષ્ટાંતે જેમ સૂર્ય અને સૂર્યના કિરણો પ્રેમ સહ એકમેહ રહે છે એવી જ રીતે સર્વજ્ઞ પરમગુરૂ પરમપતિની પાસે નિરંતર રહેલા હોવાથી કદાપિ ભિન્ન પડતા નથી. સમસ્ત વિશ્વના શરીરોમાં ચક્ષુ રહેલાં છે તેમાં સૂર્યની વંશના અલ્પ અંશો આવીને વસ્યા છે. તે દ્રષ્ટાંતના ન્યાયે પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું સકર્તાપતિનો અંશ હોય તે મારા નિજપતિ સત્ય સ્વરૂપે કાયમ અખંડિત રહેલા હોવાથી હું તેમનો અનિન દાસ થઈને હરદમ હજુરમાં રહું છું.

#  ભાદરવો માસ – ૧૧ પ્રારંભતે 

**भादरवो भल गाजीयो रे, अनुभव घन घोर;**

**रस पल्लव सहु सृष्ट मे, थई रह्युं सब ठोर. श्रीगुरु ॥१॥**

સદ્‌ગુરૂ લક્ષના ભજન પ્રતાપથી પૂર્ણ બ્રહ્મદશા પ્રાપ્ત થવા રૂપ બ્રહ્મરૂપ ભાદરવો ઘણા પ્રકારની ગર્જનાઓ કરવા લાગ્યો. તે અવિગત નાદની ગર્જનાઓ અતિ મધુર રસિકતાવાળી હોવાથી સાંભળતાની સાથે તન-મનનું ભાન ભૂલીને મારી નિર્મળ દ્રષ્ટિ કૈવલાકાર થઈ ગઈ ત્યારે બ્રહ્મ પ્રકાશમાં જોતા જણાયું કે અગાધ અનુભવના જમાવરૂપ વાદળોમાંથી જ્ઞાનરૂપી વરસાદ વરસવા લાગ્યો જેથી સમસ્ત સૃષ્ટિમાં ભાવ સંયુકત ભકિતરસ રેલાવાથી દિવ્ય ગુણોરૂપી અંકુરો ઉગીને નવપલ્લવિત થયા. એ અંકુરો તે સમતા, સંતોષ, શીલપણું, સહેજપણું, પરમશાંતિ, દયા, ક્ષમા, ધૈર્યતા, ધર્મનીતિ, નમ્રતા અને દાસત્વપણાંની આદ્યે પ્રફુલ્લિત થવાથી આખી પૃથ્વીમાં સર્વઠેકાણે પરમ આનંદ વર્તાવા લાગ્યો.

**सभर सनातन पद विखेरे, सृष्टि क्यम उदयंत;**

**वस्तु अकर्ता ऐह छे, जुवो सकल सिद्धांत. श्रीगुरु ॥२॥**

બ્રહ્માજીની આદ્યે વેદમતના સર્વે આચાર્યો સનાતન બ્રહ્મને જગતના કારણરૂપ માને છે. તે બ્રહ્મ વિશ્વભરના સર્વે ઘાટોમાં ભરપુર ભરાયેલું હોય સભરાભર વ્યાપક થઈને રહેલું છે. તે બ્રહ્મપદ અકર્તા, અચેતન, સંકલ્પ અને ઈચ્છા સિવાયનું છે તો પછી તે જગતની

ઉત્પત્તિ કેવી રીતે કરી શકે ? તે હકીકતને જેમ છે તેમ સમજવા સગુણ-નિર્ગુણના સર્વે સિદ્ધાંતો ન્યાય સહિત તપાસીને નિર્ણય કરો.

**भोमी ब्रह्म सिद्धांतमे रे, भंड जकत पसार;**

**चतुर पाये द्रष्टांतने, समजो समजणहार. श्री गुरु ॥३॥**

હે અકર્તા મતના આચાર્યો ને વિદ્વાનો જે બ્રહ્મને તમે જગત ઉત્પત્તિના કારણરૂપ માનો છો તેનો ન્યાય સહિત જ્ઞાનદ્રષ્ટિએ નિર્ણય કરતાં સિદ્ધ થાય છે કે, વ્યાપક બ્રહ્મ અદ્રશ્ય રૂપે રહેલું હોય તે દિવ્ય બ્રહ્મ ભૂમિકા છે. તે બ્રહ્મ ભૂમિકારૂપી પૃથ્વીમાંથી ચૌદ લોકની આદ્ય સ્થાવર અને જંગમ વિધવિધ પ્રકારના ઘાટોરૂપી પાત્રો ઉત્પન્ન કરી તેનો જગતરૂપી વિસ્તાર કરવામાં આવ્યો છે. તે તમો સરળતાથી સમજી શકો એવા ચાર દ્રષ્ટાંતો આપીને સાબિત કરાવું છું તેનો તમે વિચાર કરીને વિવેકબુદ્ધિએ જેમ છે તેમ જાણવાની જીજ્ઞાસાવાળા સંતસજજનો જ્ઞાન દ્રષ્ટિએ જોઈને અવશ્ય નિર્ણય કરશો.

**आपे भांड न उपजत रे, निपजावे कुलाली;**

**अद्वैतमा अनुक्रम नहि, जकतनो कुण ख्याली. श्रीगुरु ॥४॥**

ભાંડ એટલે અનેક પ્રકારના પાત્રો આપોઆપ તેના કરનાર કારીગર સિવાય ઉત્પન્ન થઈ શકતા નથી. તે પાત્રનો બનાવનાર કુંભાર છે તેનો તમે ન્યાય દ્રષ્ટિએ જોઈને નિશ્ચય કરો. જે અદ્વૈત બ્રહ્મ આકાશ જેવું હોવાથી તેમાં અનુક્રમ જ નથી તો પછી આ જગત રચનાનો ખેલ કરનાર ખ્યાલી કોણ હશે ? તેને જેમ છે તેમ જાણી યથાર્થ ઓળખવા અતિ સૂક્ષ્મ દ્રષ્ટિએ વિચારીને ખોજ કરશો.

**अप कंचन मसरी तणां रे, द्रष्टांत समेत;**

**बिन कर्ताक्रत न बने, विभक्ति सहेत. श्रीगुरु ॥५॥**

દ્રષ્ટાંતે જેમ પાણીમાં નાનામોટા મોજાઓ તેમજ તરંગો અને બહુ પ્રકારની લહેરો આપોઆપ ઉત્પન્ન થતી નથી તેવી જ રીતે સોનામાંથી દાગીના તેના બનાવનાર સિવાય બની શકતા નથી તેમજ ખાંડમાંથી જુદી જુદી પ્રકારની મીઠાઈઓ પણ સહેજાસહેજ તેના કરનાર કારીગર સિવાય બની શકતી નથી. એ દ્રષ્ટાંતનાન્યાયે જગતના રચનાર સર્જનહાર વિના રૂપ, ગુણવાળું વિધવિધ પ્રકારનું જાતભાતવાળું જગત એની મેળે આપોઆપ કેમ કરીને ઉત્પન્ન થઈ શકે?

**लहेर बोरंगा अप भये रे, जल करी न सकंत;**

**पवन प्रेरक सबही बने, जुवो सकल सुसंत. श्रीगुरु ॥६॥**

પાણીમાંથી ઉત્પન્ન થતા અનેક પ્રકારના પરપોટા અને લહેરીઓને પાણી ઉત્પન્ન કરી શકતું નથી પરંતુ પવનની પ્રેરણાથી પાણી સાથે પવનનો યોગ મળવાથી અનેક પ્રકારના પરપોટા અને લહેરીઓ ઉત્પન્ન થાય છે માટે તેનો ઉત્પન્ન કરનાર કર્તા પવન જાણવો. તો હે શુદ્ધ સમજણવાળા સર્વે સંતસજ્જનો તમે જ્ઞાન દ્રષ્ટિએ નિશ્ચય કરશો.

**नंग कंचनमे नहि हुतारे, करवानो नहि भाव;**

**करनहार सोनी शक्यो, जीनु शोभा सदाव. श्रीगुरु ॥७॥**

હવે સોનામાં કોઈપણ પ્રકારના દાગીનાનો આકાર હતો જ

નહિ તેમજ તે સોનાને દાગીના ઉત્પન્ન કરી શોભાયમાન ઘાટ બનાવવાનો ભાવ પણ લેશમાત્ર નથી પરંતુ, સોનામાંથી વિવિધ પ્રકારના દાગીના બનાવનાર કર્તા સોની છે. તે સોની ઘણો હોશિયાર અને અતિ ચતુર હોવાથી જેવા દાગીના તેવી ડીઝાઈનો અને સુંદર શોભાવાળા મન-મોહક હોય તે દાગીનાંને ધારણ કરનાર મનુષ્યને સદાય શોભાવે છે.

**मिसरी नंग मीठाईना रे, बने घाट अनेक;**

**आपे आप न उपजत, हलवाइनो विवेक. श्रीगुरु ॥८॥**

મીસરી એટલે ખાંડ, ખાંડમાંથી અનેક પ્રકારના આકારવાળા મીઠાઈના ઘાટ આપોઆપ બનતા નથી પરંતુ તેનો બનાવનાર કારીગર હલવાઈ એટલે કંદોઈ છે તેના મનમાં જેવી ઈચ્છા થાય એવા મીઠાઈના ઘાટ વિવેક બુદ્ધિથી બનાવે છે.

**अप कंचन क्षिति खांडनारे, घाट कर्ता करंत;**

**चतुर अक्रतथी न बने, सरजे आन्य सरंत. श्रीगुरु ॥९॥**

પૃથ્વીમાંથી પાત્રો પ્રજાપતિ કુંભાર બનાવે છે એવી જ રીતે પાણીમાંથી અનેક તરંગો અને લહેરો ઉત્પન્ન થાય છે. તે પાણી સાથે પવનનો યોગ મળવાથી ઉત્પન્ન થતાં હોય તેનો કર્તા પવન છે એમ જાણવું. સોનામાંથી વિધવિધ પ્રકારના દાગીના બને છે તેનો બનાવનાર સોની છે. સોની સિવાય સોનામાંથી એક પણ દાગીનો બનતો નથી એ હકીકત નિર્વિવાદ છે એમ નિશ્ચય માનવું. એવી જ

રીતે ખાંડમાંથી અલગ અલગ પ્રકારની મીઠાઈઓ બને છે તેનો બનાવનાર કંદોઈ હોવાથી તેને જેવી ઈચ્છા થાય તેવી મીઠાઈઓ બનાવે છે. પાત્રોના કારણ રૂપે પૃથ્વી, તરંગો અને લહેરોના કારણરૂપે પાણી છે. દાગીનાના કારણ રૂપે સોનું અને મિઠાઈઓના કારણરૂપે ખાંડ છે પરંતુ, એ ચારેય અકર્તા હોવાથી કંઈપણ કરી શકતા નથી. એ દ્રષ્ટાંતના ન્યાયે જગતનું સર્જન કરનાર સરજનહાર કારણ કાર્યથી સર્વની છેવટે ન્યારા રહેલા છે.

**आद्य सकर्ता सरजन रे, कर्ता एक कैवल;**

**श्रीमंत कुवेर पद तेहना, वेता अेकलमल. श्री गुरु ॥१०॥**

અનંતલોકની આદ્ય લઈ સમસ્ત જગતરૂપી ક્રતના સ્વામી સરજનહારે પોતાના શુદ્ધ સંકલ્પથી સૃષ્ટિનું સર્જન કરેલુ છે. તે આદ્ય સકર્તા અપાર સક્રિય ગતિવાળા હોવાથી કોઈપણ પ્રકારના વળ વિના નિર્મળ સ્વરૂપે પોતાના સ્વધામમાં અખંડ કાયમ બિરાજે છે. તે કૈવલ પદની અલૌકિક જાણને જણાવવાવાળા સુજાણજાણ, સર્વજ્ઞ ગતિવાન, પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, ભગવાન કરૂણાસાગર એકલા જ છે એ વાત નિર્વિવાદ છે.

**चक्रवर्ति सिद्धांतमेरे, जीव जो पति आय;**

**दास नारण अन अयासथी, निज पतिपद पाय. श्रीगुरु ॥११॥**

સ્વામિ સકર્તા સતકૈવલની અમાપગતિ ચૈતન-ચિદરૂપે સમસ્ત લોકમાં વ્યાપક થઈને રહેલી છે. તે કૈવલ કર્તાને પ્રાપ્ત કરવાનું સર્વોપરી જ્ઞાન સર્વાતિત હોવાથી તે ચકવે જ્ઞાનનાં પેટામાં

સિર્ગુણના અને નિર્ગુણના સર્વે સિદ્ધાંતોનું જ્ઞાન સમાઈ જાય છે. તે સકર્તા સ્વામીના ચકવેપતિ સિદ્ધાંત ઉપર જે જે જીવોને દ્રઢ વિશ્વાસ આવે તો પૂજ્યશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે કોઈપણ પ્રકારનો પ્રયાસ કે પ્રયત્ન કર્યા સિવાય સહેલાઈથી તે જ નિજપતિના કૈવલપદને પ્રાપ્ત કરી શકે છે.

## દોહા

**निज पतिपद जन चाहे हो, ग्रहो परमगुरु दक्ष;**

**ओर सकल इत अटवत, ए सब पक्षा-पक्ष. ॥१२॥**

નિજ સકર્તા પતિપદને પામવાની શુભ ઈચ્છા રાખવાવાળા અધિકારી સંતસજ્જનો, તમે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના પ્રવિણતાવાળા ચકવેજ્ઞાનને ગ્રહણ કરો જેથી તમે અંશઅંશીની એકતાકરી શકશો. એ કૈવલ જ્ઞાન સિવાયના આ જેટલા મતપંથો અને સંપ્રદાયો છે એ સર્વે પ્રકૃતિ પક્ષના હોય આ બાજુ ભવમાં અથડાવીને ભટકાવવાવાળા છે.



## આસો માસ - ૧૨ પ્રારંભતે



**आसो खेल खांतीलानोरे, बीन ईच्छानो न ईश;**

**लक्ष चोरासी विभक्तिमे, भिन्न-भिन्न भईश.श्रीगुरु ॥१॥**

નિજ સકર્તાપતિને અંતરનો દ્વૈત ઉમંગ ઉત્પન્ન થવાથી

અંતરબાહ્ય હેતુ ધારણ કરી શુદ્ધ સંકલ્પ કર્યો. તે સંકલ્પથી ખટ (છ) વૃત્તિઓ ઉત્પન્ન કરી. તે નિજ સકર્તાપતિ ઘણા હોંશિલા હોય અતિ ખાંતિલા હોવાથી તે છ વૃત્તિઓ દ્વારા ખલકનો ખેલ વિધવિધ પ્રકારનો કર્યો છે. તે નિજ કર્તાએ પોતાની ઈચ્છા પ્રમાણે ચોરાસી લાખ પ્રકારના ભિન્નભિન્ન ઘાટોની રચના કરી છે.

**रुप गुण वृत्ति विचारमां रे, एकता न जणाय;**

**आशे अलग सौ अंशनो, क्यम शकु सराय. श्रीगुरु ॥ २ ॥**

વિશ્વભરના સર્વ ઘાટોના રૂપ જ્ઞાન દ્રષ્ટિએ જોતા એક સરખા નથી એવી જ રીતે સર્વ શરીરોમાં ગુણ સ્વભાવ ન્યારા ન્યારા હોય એકનો મત બીજાની સાથે મળતો જ નથી. તે જ પ્રમાણે સર્વ તનુધારી જીવોની વૃત્તિ અને વિચારો અલગ-અલગ હોવાથી સર્વેના વર્તન અને વહેવાર ભિન્ન-ભિન્ન દેખાય છે. તે સર્વ પ્રકારના શરીરોમાં સકર્તાપતિએ પોતાના સ્વજાતિ અનેક અંશો વસાવેલા છે. તે ચૈતન્ અંશોના આશય અતિ ગુપ્ત અને અકળ ગતિના હોવાથી એકબીજા સાથે અંતર એકતા થતી નથી એવી અકળ-કળાના કરનાર નિજકર્તા કૈવલના વખાણ વાણી દ્વારા કેવી રીતે કરી શકું?

**એकता कहे कुण मुक्तही रे, को अमुक्ते जाय;**

**मुक्त-अमुक्त जो कहो,व्यापक क्यम ते सराय. श्रीगुरु ॥३॥**

અકર્તા-મતને અનુસરવાવાળા હે બ્રહ્મજ્ઞાનીઓ ! ને બ્રહ્મદર્શીઓ તમે અદ્વૈત બ્રહ્મ સર્વમાં એક જ સરખું વ્યાપક છે એમ

કહીને એકતા માનો છો તો સર્વ જીવો મુકત થઈ ગયા ત્યારે બીજા જીવો કર્મ માયાના બંધનમાં બંધાઈને લક્ષ ચોરાસી કે નરકમાં કોણ જાય છે ? કદાચ તમે એમ કહો કે જેને આત્મા જ્ઞાન થયું છે તે બ્રહ્મરૂપ જ છે અને આત્માજ્ઞાન નથી થયું તેવા અજ્ઞાની અમુકત કર્મના બંધનમાં બંધાયેલા છે. મુકત-અમુકત જો કહો તો વ્યાપક બ્રહ્મનું મહત્ત્વ શું રહ્યું ? અદ્વૈત બ્રહ્મ અભેદ હોવાથી તેમા ભેદ સંભવી શકતો નથી ત્યારે આ બાજુ જગત પક્ષે જોતા ભેદાભેદ દેખાય છે તો પછી વ્યાપક બ્રહ્મના વખાણ કેવી રીતે અને કેમ કરીને થઈ શકે ?

**अमुक्त अंग ब्रह्मनुं कीयु रे, मुक्त अंग जणाय;**

**व्यापकवत् पतसे नहि, अंश अलग सभाव. श्रीगुरु ॥४॥**

હે બ્રહ્મજ્ઞાનીઓ ! જે આત્મા છે તેને તમે બ્રહ્મનું અંગ કહો છો તેને માયાનું બંધન હોવાથી તે મુકત ગણાય નહી તો પછી માયાના બંધન રહિત બીજું બ્રહ્મનું મુકત અંગ કયું છે ? તે તમે જણાવો. જે નિજપતિ કર્તા કૈવલ છે તે એકદેશી પોતાના સ્વધામમાં બિરાજે છે એ કારણને લઈ તેમને વ્યાપક કહી શકાય નહીં. તે નિજકર્તાના સ્વજાતિ અનેક અંશોનો સ્વભાવ બ્રહ્મથી અલગ છે તે નિજ જાણપણું ચૈતનતા અને સક્રિય ગતિવાળા હોવાથી અંશનું એકપણ લક્ષણ બ્રહ્મ સાથે મળતું નથી અને બ્રહ્મનું લક્ષણ અંશો સાથે કેમ નથી મળતું તે નીચે પ્રમાણે જણાવીએ છીએ. તે બ્રહ્મ સદાના માટે જડ સ્વભાવનું હોઈ તેનામાં ચૈતનતા, સક્રિયગતિ અને જાણપણું નહી હોવાથી સંકલ્પ કે ઈચ્છા કરી શકતું નથી.

**अंशी निजकर्ता कहो रे, लहे सकल सवेत;**

**सजाण साक्षी सरवना सही, उपजावे सहेत. श्रीगुरु ॥५॥**

જે અંશી નિજકર્તા કૈવલ છે તે સર્વ અંશોની અંતર બહાર પ્રગટ ગુપ્ત ક્રિયાને જાણવાવાળા છે. તે સર્વજ્ઞ ગતિએ સુજાણ જાણવાળા હોવાથી સર્વ અંશોના સાક્ષી છે. જેથી સર્વ અંશો પર દયા દ્રષ્ટિ અને શુદ્ધ હેત એક સરખું જ રાખે છે.

**शुद्ध संकल्पे सक्रतथी रे, इच्छा सही करंत;**

**अणु रज इंड कटाक्षनुं, कारण कारज धरंत. श्रीगुरु ॥६॥**

આદ્ય સકર્તા પતિ અપાર સક્રિય ગતિવાળા હોવાથી શુદ્ધ સંકલ્પ કરીને પોતાની ઈચ્છા પ્રમાણે સમસ્ત બ્રહ્માંડની આદ્યે વિધવિધ પ્રકારે અનંત લોકની રચના કરી છે તેને બાહ્ય દ્રષ્ટિના પ્રેમ આકર્ષણથી મહિમંડ ઈંડ અને અણુથી લઈ રજતજ વિગેરે સર્વને સકર્તાપતિએ ધારણ કરી રાખ્યા છે. જગતના પસારારૂપે ક્રતરૂપી કાર્ય અને અંશોના મૂળ કારણ રૂપ કર્તા કૈવલ છે તેથી જ પોતાના મતલબ અનુસાર સર્વને તોળી રાખે છે.

**कर्ता कारण कुल विश्वनारे, फरक रहीने फेलाव;**

**करत उदे अंश आपही, बीजानो तहा न दाव. श्रीगुरु ॥७॥**

પ્રકૃતિ-પુરૂષની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર ચૌદલોક સહિત સ્થાવર અને જંગમ સમસ્ત વિશ્વરૂપી કાર્યના કરનાર મૂળ કારણ રૂપ કર્તા કૈવલ એકલા જ છે. તેઓ પોતે સિર્ગુણ નિર્ગુણથી

ન્યારા રહીને પાંચ વૃત્તિ દ્વારા સઘળા વિશ્વનો વિસ્તાર કર્યો છે અને છઠ્ઠી અંશવૃત્તિમાંથી અનેક અંશો ઉત્પન્ન કરી સર્વ ઘાટોમાં વસાવ્યા છે. સમસ્ત જગતના પ્રત્યેક પીંડોમાં અંશોને પ્રેરક કરી જડ તત્વોના દેહ સાથે નિજ ચૈતન અંશોનો સંબંધ જોડી આપનાર સકર્તા પતિ પોતે જ છે. ત્યાંનું અતિ અદ્દભુત અને અલૌકિક કાર્ય કરવાનો કર્તા કૈવલ સિવાય બીજા કોઈનો દાવો લાગતો નથી.

**जक्तपति गति साम्रथ रे, सहुनु भरतही पेट;**

**सजाण सकर्ता ते न लह्या, लक्ष लाध्यो न नेट. श्रीगुरु ।।८।।**

જગતભરના પરમપતિ નિજ કૈવલકર્તા પોતે જ છે તેમની વ્યાપક ગતિમાં અનંત પ્રકારની સામર્થતા હોવાથી સર્વ જીવો પર દયા દ્રષ્ટિ અને હેત રાખી જીવન આપે છે તદ્ઉપરાંત જયાં જયાં જેવા ઘાટ તે પ્રમાણે પ્રથમથી જ ખાનપાન, ભરણ પોષણ કરવા તૈયાર રાખેલું હોય સર્વે ઘાટોને સમદ્રષ્ટિ રાખી આહાર આપીને તૃપ્ત કરે છે એવા સર્વજ્ઞ ગતિવાન સુજાણ જાણવાળા સકર્તાપતિને પ્રાપ્ત કરવા સંબંધમાં કોઈપણ અંશ સેવા, સંત સમાગમ, સકર્તાપતિનું સ્મરણ ધ્યાન કરવાનો પુરૂષાર્થ નહિ કરી શકવાથી નક્કી કહું છું કે નિજપતિને મળવાનો લક્ષ કોઈને હાથ આવશે નહિ.

**अधर तखत पर अरस हे रे, जाको अचल आसन;**

**अविलोकीयु इत पति जग, अरज सुणी दासन. श्रीगुरु ।।९।।**

અવિગત મહાશુન્યમાં અંતરિક્ષ અધર તખત આવેલું છે તે

સદા સદોદીત અચલ હોઈ કદાપી ચલિત થાય તેવું નથી. તે તખતરૂપી અચલ આસન પર નિજ સકર્તાપતિ સર્વજ્ઞ સુજાણ-જાણ સ્વરૂપે કાયમ અખંડ બિરાજે છે. તે નિજકર્તાના સ્વજાતિ અંશો આ બાજુ જગતમાં અનેક પ્રકારની ઉપાસનામાં ફસાઈ જવાથી કૈવલ લક્ષ જાણી શકયા નહી. તે લક્ષ વિના નિજપતિને કેવી રીતે મળી શકે ? તેથી નિજકર્તાના વિયોગે અંશો આ ભવમાં ઘણા દુઃખી થવા લાગ્યા ત્યારે નિજકર્તાએ પોતાની અલૌકિક બાહ્ય દિવ્યદ્રષ્ટિએ જોઈને મારા વિયોગે અંશો ઘણા હેરાન થાય છે એમ જાણી લીધું. તેથી સકર્તા સ્વામીએ વિચાર્યું કે મારા સજાતિય અંશો મારા વિયોગે વિરહાતુર બનીને દાસાતનપણે મને પોકારે છે. **તે જાણી સકર્તા સ્વામી અનંત દયાળુ હોવાથી ભગવાન કરૂણાસાગરનું રૂપ ધારણ કરીને, અનેક અંશોનું દુઃખ દૂર કરવા પૃથ્વી ઉપર પધાર્યા છે.**

**आद्य सकर्ता स्वराजही रे, करुणेश कैवल;**

**विशेषण निज पतिनको, समजु समजील्यो दल. श्रीगुरु ॥१०॥**

આદ્ય એટલે પ્રથમ પહેલા નિજ કૈવલકર્તા અનાદિના હોવાથી પોતાની સ્વઈચ્છાએ સમસ્ત જગતનું સર્જન કર્યું છે તેથી તેમને આદ્ય વિશેષણ લાગે છે. છઠ્ઠી અંશવૃત્તિમાંથી અંશો ઉત્પન્ન કરીને અનેક ઘાટો રૂપી શરીરોમાં પ્રેરક કર્યા તે સક્રિય ગતિવાળા હોય, તત્વોના રંગમાં રંગાઈને વિધવિધ પ્રકારનું રમણ કરવા લાગ્યા તેથી તેમને સકર્તા વિશેષણ લગાડવામાં આવ્યું છે. સ્વરાજ કહેતા

કર્તા કૈવલ પોતે પોતાનો ચૈતન બ્રહ્મરૂપી અમલ સર્વમાં વ્યાપક રૂપે પસરાવીને સર્વ સૃષ્ટિને વર્તાવી વિઘવિઘ પ્રકારના કાર્યક્રમ કરાવે છે તેથી તેમને સ્વરાજ કહેવામાં આવે છે. કરૂણેશ એટલે અનેક કરૂણાઓને ઉત્પન્ન કરી ચૌદ લોકના દેવોને એક-એક કરૂણાનો અધિકાર આપી વિશ્વનો વહીવટ કરાવી રહ્યા છે.

તેથી અનેક કરૂણાઓના ઈશને કરૂણેશ નામનું સંબોધન કર્યું છે. કૈવલ એટલે જેના સ્વરૂપમાં, ભાવમાં કે દ્રષ્ટિમાં કોઈપણ પ્રકારનો વળ, વિકાર કે દોષ કોઈ પ્રકારના આવરણની ઉપાધિ નથી એવું અતિ નિર્મળ સ્વરૂપ હોવાથી કોઈપણ ઉપમા આપી શકાય તેમ નથી. ઉપર પ્રમાણે વર્ણન કરી જણાવેલા પંચ વિશેષણ સર્જનહાર સ્વામીને લાગે છે. એટલા જ માટે ભવ બંધનમાંથી મુકત થવાની જીજ્ઞાસાવાળા સમજદાર અધિકારીજનો તમારા દિલમાં સમજીને નિજકર્તાનાં પાંચ વિશેષણોનું અહોનિશ સ્મરણ કરો.

**श्रीमंत कुवेरनु शरण ग्रहो रे, पति ए निज आप;**

**दास नारण निरभे भयो, ए चरण प्रताप. श्री गुरु ॥११॥**

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુનું શરણ અનિન ભકિતના અધિકારીજનો તમે અવશ્ય ગ્રહણ કરો. કારણ કે પંચ વિશેષણ સંયુકત સર્વે અંશોના એ નિજપતિ પોતે જ છે. પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે ભગવાન કરૂણાસાગરના ચરણ પ્રતાપથી હું હંમેશા નિર્ભય થયો છું.

# દોહા

**आपनुं आप निजपतिपद, दरसत जाके दक्ष;**

**तेही परमगुरु जाण हो, परहरी सबको पक्ष. ॥१२॥**

હે સંત-સજજનો તમને આપનું આપ ચૈતન્ય અંશનું સ્વરૂપ અને નિજ પતિપદને દર્શી એટલે દેખીને યથાર્થ ઓળખવાની આરત ઉત્પન્ન થઈ હોય તો સર્વ પ્રકારના પક્ષોને ત્યજી દઈ અતિ અદ્‌ભુત અલૌકિક કૈવલ લક્ષ જ્ઞાનના પૂરા પ્રવિણ જે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ છે તે જ કૈવલજ્ઞાનની પ્રવિણતાની બક્ષીસ કરી આપનપુને પતિપદને દર્શાવી, અખંડ એકતા કરાવે છે.



## અધિક – માસ પ્રારંભતે



**द्वादश मास पुरण भया रे, रह्यो अधिकम् मास;**

**अरथ कहु हवे अेहनो, संत समजो समास. श्रीगुरु ॥१॥**

અત્યાર સુધી બાર માસનું વર્ણન જ્ઞાન દ્વારા વિવેક કરીને જીજ્ઞાસુ જનોને જણાવ્યું છે. તદ્‌ઉપરાંત, અધિક માસનું નિરૂપણ કરીને હવે બતાવું છું તે સંત દશાના સંત પુરુષો બાહ્ય દ્રષ્ટિના સર્વ મત પંથનો વાદ છોડી દઈને તમારી વૃત્તિને નિજઘરમાં સમાવી નિત્યાનંદના આનંદને અનુભવી પરમાનંદનું સુખ ભોગવશો.

**निगम निरुपण जे कर्युं रे, खोजे अरथ अपार;**

**सद्‌-चिदानंद ए त्रिपद, नयेति पद न्यार. श्रीगुरु ॥२॥**

નિગમ એટલે વેદ તે ચારે વેદનું નિરૂપણ બ્રહ્માજીએ પાર ન પામી શકાય એવી અપાર અર્થોની ખોજ કરીને સદ્‌ ચિદને આનંદ એ ત્રણે પદો જગતમાં જાહેર કરીને જણાવ્યા છે પરંતુ, જે નયેતિનો પોકાર કર્યો છે તે નિજકર્તા કૈવલનું પદ સિર્ગુણ - નિર્ગુણ ન્યારું રહેલુ છે.

**ब्रह्म पुरुष-प्रकृति लगी रे, करे निगम निरुप;**

**अप्रमाण पद वेदथी, कैवल स्वरुप. श्रीगुरु ॥३॥**

આદ્યશકિતને નિરંજન પુરુષની આદ્ય, વ્યાપક બ્રહ્મનું વેદોમાં વર્ણન કરી જણાવ્યું છે. જે પદનું પ્રમાણ વેદોમાં નથી એવું સર્વાતિત સર્વજ્ઞ સુજાણ-જાણ રૂપે કૈવલનું સ્વરૂપ અચળપણે અખંડ રહેલું છે.

**मन वाणी तित सहु वदे रे, विद्वान जे वेत;**

**अक्रतपद वहीतल कहे, साक्षी सृष्टि प्रसेत. श्रीगुरु ॥४॥**

મન વાણીથી જે પદ પર આવેલું છે તે પદનું વર્ણન વાણી દ્વારા કરીને ઋષિમુનિઓ અને કવિ, પંડિતો તે પદને પામવાનો પ્રયત્ન કરે છે. તે વ્યાપક બ્રહ્મ અકર્તા, અચેત, સંકલ્પ કે ઈચ્છા સિવાયનું હિજડા (વ્યંઢળ) જેવું હોવા છતાં તે જ બ્રહ્મ સર્વના સાક્ષીરૂપે હોઈ તેણે જગતને ઉત્પન્ન કરેલું છે એમ માને છે.

**प्रसवनहार ते प्रोक्ष हे रे, सर्वातीत सराय;**

**अप्रमाणपद एह छे, पद परम पराय. श्रीगुरु ।।५।।**

આ સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર પરોક્ષ એટલે અપ્રત્યક્ષ હોવાથી કયાં અને કેટલા દૂર આવેલા છે તે સત્ય હકીકત જાણ્યા સિવાય નક્કી કરીને કોઈ કહી શકેલું નથી. તે સકર્તાપતિના પદનું પ્રમાણ વેદોમાં કે શાસ્ત્રોમાં આવ્યું જ નથી. તે પદ કોઈ પ્રકારના પ્રમાણ વિના નિજકર્તા કૈવલનું અપ્રમાણ પરમ પદ હોય વ્યાપક બ્રહ્મની પાર સર્વની છેવટે તે પ્રથમ પદ રહેલું છે.

**परम पराय परमपति रे, कर्ता सकल सजाण;**

**अणु रज इंड कटाक्षना, साक्षी सरजन प्रमाण. श्रीगुरु ।।६।।**

નિજ સકર્તાપતિ સર્વજ્ઞ સુજાણ-જાણવાળા હોય પરંપરાના અનાદિ હોવાથી જેને આદ્ય કે અંત લાગતા નથી. અનેક બ્રહ્માંડોથી લઈ પ્રકૃતિ-પુરૂષ ચૌદ લોક સહિત મહીમંડ ઈંડ વિગેરે અણુરણુને રજતજ સર્વેના સાક્ષી છે. તે ક્રત-અક્રત અને સર્વ અંશોનું સર્જન કરનાર પોતે જ છે. એ સર્વોત્તમ સકર્તા સિદ્ધાંત સત્ય પ્રમાણે શંકા રહિત સિદ્ધ જ છે.

**जीनु हुकम शशी सुर सबे रे, उडघन सहित;**

**ससुमार पुनि देवता, मानव जे दहीत. श्री गुरु ।।७।।**

જે નિજ કર્તા કૈવલના હુકમને આધિન થઈ ચંદ્ર-સૂર્યને તારા

વર્તિ રહ્યા છે. વૈરાટના મધ્યમાં સસુમાર ચક્ર અને ચૌદેય લોકના દેવો-દાનવો અને માનવો સહિત હુકમ પ્રમાણે જેને જેવો અધિકાર આપ્યો છે તેને અનુસરીને કાર્ય કરી રહ્યા છે.

**प्रकृति पुरुष गुण सुर मुनिरे, हुकमे वरतंत;**

**पंच तत्व तन मातरा, महा तत्व सतंत. श्रीगुरु ॥८॥**

આદ્યશકિતને નિરંજન પુરૂષ તેમજ ગુણોની વિશેષ વિભૂતિવાળા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને બીજા દેવ લોકો તેમજ ઋષિ મુનિઓ નિજકર્તાના હુકમને શિર પર ધારણ કરી વર્તી રહ્યા છે. પાંચ તત્વો જે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચે તત્વોના બનેલા સર્વ શરીરોમાં પાંચ જ્ઞાન ઈન્દ્રિયો આવેલી છે. તેની સાથે સંબંધ રાખવાવાળી પાંચ માત્રાઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ અને અવ્યકત રૂપે રહેલા મહાતત્વો નિજકર્તાની આજ્ઞા પ્રમાણે હરદમ ફરજ બજાવી રહ્યા છે.

**चतुरवीश ईश्वर तनुं रे, हुकम सृष्ट सराय;**

**हलण-चलण खलके वही, हुकमे परम पराय. श्रीगुरु ॥९॥**

ચારે જુગમાં જે ચોવીસ અવતારો થયા. તે કર્તા કૈવલના હુકમથી આ જગતમાં આવીને ઋષિમુનિઓ અને સંત ભકતજનોને ભકિતના માર્ગે ચાલતા આવેલા વિઘ્નોમાંથી બચાવીને અવતારી પુરૂષોએ તેમનું રક્ષણ કર્યું છે. પાંચ તત્ત્વોના તનુધારી સર્વે અંશોના હલણ-ચલણ, વાણી, ઉચ્ચાર, સાંભળવું, દેખવું અને

ખાનપાન તેમજ મૈથુન કર્મને મળ વિસર્જનનો વહેવાર સર્વ શરીરોમાં એક સરખો જ થાય છે. આ જગતમાં સર્વે મનુષ્યસમાજના અવતાર લઈને આવેલા ઈશ્વરો આગેવાન હોવાથી ઘણા સંત-ભકતોનું કાર્ય કરી ગયા છે ને કરશે. એવી જ રીતે કર્તાના હુકમમાં રહી પરંપરાથી જુગે-જુગમાં સંત ભકતોની સહાયતા કરી છે.

**एकल–अमल अचराचर रे, व्रते सब शिर सोय;**

**विष्टि–समष्टि स्वाधीन हे, दुजा द्वैत न कोय. श्रीगुरु ॥१०॥**

એક નિજ કૈવલ કર્તાનો અમલ એટલે વ્યાપક ચૈતન સત્તા સ્થાવર અને જંગમ ઘાટોમાં વસેલા સર્વે જીવો પર વર્તી રહી છે. તે સર્વ સત્તાધીશ સકર્તાપતિ સમસ્ત લોકને સ્વાધિન રાખી સર્વોપરી ન્યારા રહે છે. તેજ પ્રમાણે વ્યષ્ટિ અને સમષ્ટિ એટલે વિધવિધ પ્રમાણે વિશ્વમાં વિસ્તાર પામીને વહેંચાયેલા ઘાટોને વિષ્ટિ કહેવામાં આવે છે. વૈરાટની રચનામાં પોખાયેલા મહાતત્વો જેના આધારે બ્રહ્માંડ જતમત રહેલું છે તે સમષ્ટિ એટલે વિષ્ટિના સમસ્ત પસારાને ધારણ કરી રાખનાર છે. આ વિષ્ટી અને સમષ્ટિ સકર્તાપતિને સ્વાધીન હોય કર્તાની ચૈતન સત્તા વિના સામાન્ય કે વિશેષ અંશ કંઈ પણ કરી શકતો નથી. એ કૈવલ કર્તાની સત્તા સર્વના શિર ઉપર ચાલી રહેલી હોવાથી એક કરૂણેશ કૈવલ સિવાય જગતનો કર્તા બીજો કોઈપણ થઈ શકે તેમ નથી એ સિદ્ધાંત નિશ્ચયપૂર્વક સત્ય માનવો.

**अप्रमाण आ विश्वमां रे, परमांणही प्रसिद्ध;**

**सौ कारण विपु वश भये, देवाधीके धीश. श्रीगुरु ॥११॥**

આ વિશ્વમાં નિજકૈવલ કર્તાને ઓળખવાનું પ્રમાણ વેદ શસ્ત્રોના રચયીતાઓએ જણાવેલું નથી. તો પ્રમાણ વિના જગતના ઉપાસક જનોને વિશ્વાસ કેવી રીતે આવે ? એટલા જ માટે નિજકર્તાના પ્રમાણ વિના જગતના લોકો કર્તાપદ જાણવા સંબંધમાં અજાણ રહી ગયા છે. વેદ શાસ્ત્રમાં જેના પ્રમાણ આપીને સગુણ પક્ષના અવતારી ઈશ્વરો, ચૌદ લોકના દેવો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિતને નિરંજન તેમજ નિર્ગુણ પક્ષના આત્મા-પરમાત્મા અને વ્યાપક બ્રહ્મ એ બંને પક્ષોના સિદ્ધાંતો પ્રમાણ આપીને જગતમાં પ્રસિદ્ધ કરેલા છે. સમસ્ત જગત અને અનેક અંશોના મૂળ કારણરૂપ આદ્ય સકર્તાપતિ સર્વને ધારણ કરી રાખનાર સજાતિય અંશોના પરમ કલ્યાણ અર્થે ભગવાન કરૂણાસાગર અવ્યકત ગતિના દિવ્ય તત્ત્વોનો મનુષ્યાદેહ ધારણ કરીને આ વિશ્વમાં પ્રગટ થયા છે.

**ईश चतुर्दश लोकना रे, जगत्गुरु अवतार;**

**श्रीमंत कुवेर पति तेह छे, धन्य शरण आधार. श्रीगुरु ॥१२॥**

ચૌદ લોક સહિત ઈશ્વરોના પણ ઈશ્વર નિજ પરમપતિ પરમેશ્વર પોતે જ છે. તે સર્વે અંશોને કૈવલ મોક્ષ પ્રાપ્ત કરાવવાના હેતુથી પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમ કૃપાનિધિ તેજ જગતગુરૂ એ મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીનું રૂપ ધારણ કરીને આ પૃથ્વી

ઉપર પધાર્યા છે. તે શ્રીમંત કુવેર પ્રભુ સર્વે અંશોના નિજપતિ છે તેમનું જે-જે જીજ્ઞાસુજનોએ શરણ ગ્રહણ કરી આધાર લઈને શરણાંગત બન્યા છે તે પૂર્ણ ભાગ્યશાળી અધિકારીજનોને વારંવાર ધન્યવાદ ઘટે છે.

**धन्य नगर सारसापुरी रे, धन्य भोमी स्थान;**

**धन्य संत शरणे वसे, धन्य सेवक समान. श्री गुरु ॥१३॥**

જયાં મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુએ આવીને નિવાસ કર્યો છે એવા સરસાપુરી નગરને ધન્ય છે. તે ભૂમિ પરમ પવિત્ર થયેલી હોઈ તેને પણ ધન્ય છે. તે પવિત્ર ભૂમિ પર અતિ ભવ્ય મંદિર બનાવીને પરમદયાળુ શ્રીમંત કુવેર પ્રભુને પધરાવી ત્યાં બિરાજમાન કર્યા છે જેથી તે મંદિરના સ્થાનને પણ અતિ ધન્યવાદ ઘટે છે વળી, સંસારના માયિક ભોગોને ત્યજી દઈ નિર્મળ વૈરાગ ધારણ કરી પરમગુરૂના શરણોમાં આવ્યા છે એવા સંતોને પણ અતિ ધન્ય છે જેણે પરમદયાળુ, પરમગુરૂ સાથે પૂર્ણ પ્રીતિ બાંધીને અનિન દાસ થઈ સમર્પિત થઈ સેવા કરી છે એવા સંત-સેવકો સર્વ તનુધારી જીવમાત્રને સમદ્રષ્ટિથી જોઈને સમતાભાવ રાખે છે એવા સેવકજનોને વારંવાર ધન્યવાદ ઘટે છે.

**धन्य वस्ति वर्ण चतुरने रे, धन्य समये सो सार;**

**प्रगट प्रभु के दर्शन, पामे निज देदार. श्रीगुरु ॥१४॥**

સારસાપુરીમાં નિવાસ કરનાર વસ્તીને પણ ધન્ય છે. ચારે

વર્ણના માણસો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર તે પરમગુરૂનું શરણ ગ્રહણ કરીને ઉપાસકો બનેલા હોવાથી તેમને પણ ધન્ય છે. ભગવાન કરૂણાસાગર સારસામાં દ્રશ્યરૂપે પ્રગટ હતા તે સમયે કૈવલ જ્ઞાનના સત્ય સારને સમજી પરમદયાળુ પ્રભુના શરણાંગત થયા હતા તેથી તે સમયને ધન્યવાદ આપવામાં આવ્યો છે. તે વખતે સંત-ભકતજનો પરમદયાળુ પ્રગટ પ્રભુનાં દર્શન કરવાથી દેદાર એટલે અંશના નિજ સ્વરૂપને ઓળખી પ્રાપ્ત કરી શકયા હતા માટે તે સંતભકતોને ઘણા ધન્યવાદ છે.

**श्रीमंत कुवेर परमगुरु रे, मल्या मनोरथ पुर;**

**दास नारण निरभे भयो, रह्यो शरण हजुर. श्रीगुरु ।।१५।।**

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરૂએ મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુનું રૂપ ધારણ કર્યું છે. તે પ્રત્યક્ષ પ્રભુનો મેળાપ થવાથી મારા મનના સર્વે મનોરથ પૂર્ણ થયા છે.

પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે ભગવાન કરૂણાસાગરના શરણની હજુરમાં રહેવાથી હું નિ:શંકપણે નિર્ભય થઈ ગયો છું.

# દોહા

**मास ग्रंथ सम्पुरण, अधिक अप्रमाण मास;**

**यथा योग्य जम लही कही, जो खोजे निज दास. ।।१।।**

વેદ વ્યાકરણના પ્રમાણ અનુસાર માસગ્રંથનું સંપૂર્ણ વર્ણન કરી બતાવ્યું છે. તે વર્ષની ગણત્રી પ્રમાણે બારે માસનો તેમાં સમાવેશ થઈ જાય છે. હવે અધિક માસમાં અધિકા અધિક નિરૂપણ કરીને દર્શાવું છું તેમાં સર્વોપરી સકર્તા સિદ્ધાંતના સર્વોત્તમ જ્ઞાનનો સત્ય સાર જણાવવામાં આવ્યો છે તેને બ્રહ્માજીથી લઈ વેદમતના સર્વ આચાર્યો અને જગતભરમાં થયેલા જ્ઞાની મહાપુરૂષો કોઈપણ પ્રમાણ આપી શકયા નથી. એ પ્રમાણ અલૌકિક જ્ઞાન આપનપુ અને નિજ પતિપદની એકતા કરાવવાવાળું હોય તેને ભગવાન કરૂણાસાગર વિના કોઈએ કહી બતાવ્યું નથી. તે કૈવલ જ્ઞાનને જેમ છે તેમ યથાર્થ જાણીને ગ્રહણ કરવાથી જે અનુભવ થયો તે નિજકર્તાની આરતવાળા અધિકારીજનોને કહી બતાવ્યો છે. જેણે સર્વ પ્રકારનું મિથ્યા અભિમાન અને નામ, રૂપ, ગુણનું મમત્વ ત્યજી દઈને સર્વજ્ઞ પરમગુરૂના દાસ થયા હશે તે નિજ જ્ઞાનલક્ષ દ્વારા ખોજ કરીને પરમપતિના પરમપદને પ્રાપ્ત કરી શકશે.

**अरथ अगम गति मत नहि, सत् शब्द निरवांण;**

**मास ग्रंथ पुरण भयो, समजो संत सुजाण. ।। २ ।।**

આદ્ય સકર્તાપતિના પરમપદને પ્રાપ્ત કરવાના પરમ અરથની

અગમ્ય ગતિ હોવાથી મન, બુદ્ધિ કે વાણી નહી પહોંચી શકવાથી તેને કોઈ પ્રકારનો મતવાદ કહી શકાય નહી. એવો જે સત્ શબ્દ જેમાંથી સમસ્ત જગત ઉત્પન્ન થયું છે તે ઘટોઘટમાં રમી રહેલો હોવાથી એ સત્ શબ્દના યથાર્થ જ્ઞાનથી નિર્વાણપદને પામી શકાય છે. માસ ગ્રંથની રચનામાં જગતરૂપી કૃત, અકર્તા બ્રહ્મ, આપનપુ ને નિજપતિ પદની એકતાના જ્ઞાનનો સમાવેશ કરીને પૂર્ણ કરવામાં આવ્યો છે એને ન્યાય સહિત જ્ઞાન દ્રષ્ટિએ જોઈ ખોજ કરીને યથાર્થ સમજી વિદેહદશામાં સ્થિતિ કરનાર સંતપુરૂષો હશે તે જ ભગવાન કરૂણાસાગરના ચરણ કમળમાં સ્થિર થશે

ઈતિ શ્રી માસ ગ્રંથ સંપૂર્ણ

શ્રીમંત કરૂણાસાગર ભગવાન કી જય હો

જય જય સત્ ગુરૂ દેવા



**શ્રી પરમગુરૂવે નમઃ**

**શ્રી નરવેદસાગર મહારાજ વિરચિત**

# અથ કક્કા ગ્રંથ વિષય પ્રારંભતે

**(રાગ - દોહા)**

**प्रथम वंदु गुरु पदरज, भजवा कैवल पति ईश;**
**अक्षर बत्रीस वर्णवु, समझण वसवा वीश. ॥१॥**

પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે મારા અંતરહંગમાં પ્રથમ સર્વજ્ઞ પરમગુરૂના સત-ચરણની રજનું વંદન કરવાની અતિ આરત જાગી છે જેથી અનંત ઐશ્વર્યતાવાળા નિજ સકર્તાપતિને ભજવાની અનિન યાચના કરું છું કે ભગવાન કરૂણાસાગર મારા અંતરમાં વસીને બત્રીસ અક્ષરોનું વર્ણન કરવામાં પૂરેપૂરી સમજણ બક્ષીસ કરે, કે જેથી જગતના મનુષ્યતનુંધારી જીજ્ઞાસુજનો આપનપુ અને નિજપતિપદને યથાર્થ જાણી ઓળખીને એકતા કરી શકે એવી ભગવાન કરૂણાસાગરને વારંવાર વિનંતી કરું છું.

**(રાગ-ચોપાઈ)**

## અક્ષર = ૧

**कक्का करो गुरु चरण निवासा,जग वहेवार छोडी सब आशा;**
**एही जग जाणो सुपनकी बाजी, ताकु देख भयो क्यों राजी.॥१॥**

"ક" અક્ષરને સંબોધી અનિન ભકિતના અધિકારી જગતના

જીજ્ઞાસુજનોને સર્વજ્ઞ પરમગુરૂના સત્ય-નિત્ય ચરણકમળમાં નિવાસ કરવાની તીવ્ર ભાવના (આરત) ઉત્પન્ન થઈ હોય, તેણે સંત સમાગમ કરી જ્ઞાન દ્વારા સારાસારને જાણી દશેય ઈન્દ્રિયો દ્વારા જગતના મિથ્યા વહેવારની આશાનો અંતઃકરણમાંથી સંપૂર્ણ ત્યાગ કરવો. કારણ કે ઈન્દ્રિયોના વિષય વહેવારનું અનિત્ય સુખ સ્વપ્ન સમાન હોવાથી નાશવંત સુખને ભોગવવામાં અત્યાર સુધી કોઈપણ જીવ તૃપ્ત થયો નથી તો પછી તેને જોઈ ખુશી થવા જેવું શું છે ? એ વિચારવા જેવું છે.

**अंतकाल कोहुं काम न आवे, रविसुत जब दोरी आवे;**
**छिन्न-छिन्न घडी-घडी घटत हे भाई, मुढ मति कहाँ देह गमाई. ॥२॥**

પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા મનુષ્યદેહે જે-જે ઋણાનુંબંધીઓ માતા, પિતા, ભાઈ, બહેન, કુટુંબ પરિવાર અને ધન-ધામ વિગેરે અર્વ-ખર્વની સંપત્તિ મળેલી હોવા છતાં સ્થૂલ દેહના અંતકાળે કંઈ પણ કામ આવતું નથી. પરંતુ મોહમાયાના મમત્વમાં જે જે કર્મો કર્યા હોય તે કર્મ અનુસાર સુર્યના પુત્ર યમરાજા અને યમરાજના દૂતો જેને જમલોકો કહેવામાં આવે છે એ દૂતો જયારે અધમજીવને લેવા આવે છે. એટલા જ માટે હે ! જડબુદ્ધિના જીવો દેવોને દુર્લભ એવો મોંઘો મનુષ્યાદેહ કૈવલમોક્ષની પ્રાપ્તિ અર્થે મળેલો હોય તે ક્ષણે-ક્ષણે ને પલે પલે અને હરઘડીએ ગુમાવી દઈને અધમયોનીના માર્ગે તું જઈ રહ્યો છે તે તારા મનુષ્યાદેહે શરમાવા જેવું છે.

**गुरु बिना भोवन चतुर्दश जावे, भुगतत फल पीछे भवकु आवे;**
**ताते कहत सब संत समासा, कक्का करो गुरु चरण निवासा. ॥३॥**

આ જગતમાં વેદ વિધિ પ્રમાણે ઘણા મનુષ્યો જપ, તપ, તિરથ વ્રત, હોમ, યજ્ઞની આદ્ય નવચંડી વિગેરે શુભ કર્મો કરે છે. જે-જે ઈષ્ટની ઉપાસનામાં નિષ્ઠા રાખીને નીતિ નિયમ પ્રમાણે આચરણ કરે છે એવા મનુષ્યો ચૌદેય લોકના દેવોના ધામ પોતાના પુન્યના પ્રભાવથી પ્રાપ્ત કરી શકે છે પરંતુ, તે પુન્ય ભોગવતા ભોગવતા જયારે પૂરૂ થઈ જાય ત્યારે પાછા આ મૃત્યુ લોકમાં આવે છે. તેથી આ જગતમાં થયેલા સર્વે જ્ઞાની મહાપુરૂષો પોકાર કરીને પરમપદને પામવાની ઈચ્છાવાળા જીજ્ઞાસુજનોને સંદેશો જણાવે છે કે, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના ચરણોની શોધ કરો.



## અક્ષર = ૨



**खख्खा खेप कर्ये गुरु पावो, जदपि मिले गुरु तब निज ठावो;**
**भूमंडल एक रविना अनेका, भेख अनंत प्रगट गुरु एका. ॥१॥**

સમસ્ત જગતમાં પ્રકૃતિ પક્ષના દ્રશ્ય-અદ્રશ્ય ભોગોનો રાગ (મોહ) જેનો છૂટી ગયો છે એવો મહાભાગ્યશાળી નિર્મળ વૈરાગ્યવાન અતિ આરતપૂર્વક અનિન ભકિતનો અધિકારી થયો છે. તે લક્ષજ્ઞાન દ્વારા સાંખ્ય સિદ્ધાંતના ન્યાયે ઉર્ધ્વદ્રષ્ટિએ અતિ ઉજાગ્રત થઈને સર્વજ્ઞ પરમગુરૂના સત્ય-નિત્ય સ્વરૂપને પ્રાપ્ત કરવાનો

નિરંતર ભાવે અતુટપણે પુરૂષાર્થ કરે છે. તે પરમગુરૂ સાથે અખંડ અનુરાગવાળો હોવાથી અતિ દ્રઢ વિશ્વાસ લાવીને, પોતાના અલ્પજ્ઞ હંગે સર્વજ્ઞ હંગનું ચિંતવન કરવામાં તદ્દાકાર થઈ જાય છે ત્યારે સર્વજ્ઞ પરમગુરૂની કરૂણા તેના ઉપર થવાથી જે સ્થાન પર સર્વજ્ઞ પરમગુરૂ કાયમ બિરાજે છે તે અવિનાશી ધામને પ્રાપ્ત કરી શકે છે.

ભૂમંડળ એટલે જેમાં સાત દ્વિપ અને નવખંડનો સમાવેશ થયેલો છે એવી દ્રશ્ય પૃથ્વી એક જ છે. તે સઘળી પૃથ્વીના પ્રકાશક સૂર્ય અનેક નથી પરંતુ, એક જ છે. એ દ્રષ્ટાંતના ન્યાયે સમસ્ત વિશ્વમાં ભેખધારી સાધુસંતો અનંત હોવા છતાં સર્વેના શિર-શિરોમણી, સામાન્ય-વિશેષ સર્વ અંશોના સાક્ષી કૈવલ મોક્ષદાતા, સર્વજ્ઞ પરમગુરૂ, પ્રગટ ચક્વેપતિ એક જ છે.

**मराल-मिलन चाहत सब कोई, गमन-रमन रत खगसु होई;**
**ईस विधी भीलतही हंस देदारा, पुरन काम मन रमन पसारा. ॥२॥**

જગતભરના સંખ્યાબંધ મનુષ્યો મરાલ એટલે હંસપક્ષીને જોવાની તેમજ મળવાની ચાહના કરે છે પરંતુ હંસનો મેળાપ કોણ કરી શકે ? જે પૂર્ણ ભાગ્યશાળી હજારો જન્મોથી ભકિતની કમાણી કરતો કરતો આવેલો છે તેના પર અલેખસંતની કૃપા દ્રષ્ટિ થયેલી હોવાથી ગુરૂગમની દિવ્ય દ્રષ્ટિએ ચૈતન-ચિદ્ આકાશમાં ગમન કરીને અતિ આરતપૂર્વક ગગનગામી હંસ સ્વરૂપની સાથે હળીમળીને રમણ કરવા લાગે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે એવી જ રીતે હંસ સ્વરૂપનો મેળાપ

અને દર્શન થઈ શકે છે. તે હંસ પુરૂષનો મેળાપ કરનાર પૂર્ણ અધિકારી જનની સર્વે મનોકામનાઓ પૂરી થઈ જવાથી હંસ સ્વરૂપની સાથે રમણ કરતો હોય પરમાનંદના પસારાની અખંડ મોજનું સુખ ભોગવે છે.

**सेवत भेख मिलत निज संता, भव दुःख भंजन सुख के नहि अंता;**
**विश्यानंद रत्य-प्रित्य नसावो, खख्खा खेप कर्ये गुरु पावो. ॥३॥**

આ જગતમાં પૂર્વજન્મના સંસ્કારી ભકિતમય અને ધર્મપરાયણ જીવન જીવવાવાળા સેવાભાવી સજજનો ભેખમાત્રને ભગવાન સમાન સમજીને તન-મન અને ધનથી દાસાતનપણે સેવા કરે છે તે સેવાના પ્રતાપથી નિજસંત એટલે ભગવાન કરૂણાસાગરનો મેળાપ થાય છે ત્યારે આ ભવમાં જે જન્મ-મરણનું દુઃખ તે ભાંગી જતું હોવાથી પરમાનંદના સુખસાગરની પ્રાપ્તિ થાય છે તેનો કોઈ ઉપાયે અંત લાવી શકાય તેમ નથી એટલા જ માટે પરમસુખના સાગરની ચાહના રાખનાર જીજ્ઞાસુજનોએ વિષયાનંદની આરત અને પ્રીતિ અંતર અને બાહીરથી સદાના માટે તજી દેવી જોઈએ ત્યારે પરમગુરૂની પ્રાપ્તિનો પરમલાભ પ્રાપ્ત થઈ શકે છે.



## અક્ષર=3



**गगा गडयो सकल संसारा, जई अटक्यो भवजल बिनु पारा;**
**तामांही विमल भयंकर भारी,आप बले तरी शके क्यों वारी.॥१॥**

આ સંસારરૂપી સાગરમાં મનુષ્યતનુંધારી સર્વ જીવોની દ્રષ્ટિ

અને ભાવનાઓ, ઈન્દ્રિયો અને અંતઃકરણો સંસારના વિષયાનંદમાં ગળીને તેમજ ઓગળી જઈને જગ્તાકાર થઈ ગઈ છે. તે કારણને લઈ સર્વજીવો સંસાર સાગરમાં અટકી પડેલા હોવાથી સંસાર સાગરનો પાર લાવવામાં તેનો કિનારો જોઈ કે જાણી શકતા નથી. તે ભવસાગરમાં મોહમાયાનું અથાહ જળ ભરેલું હોવાથી તેમાં ભયંકર ઉઠી રહેલા મોટા મોટા વમળો હોવાને કારણે, પોતાની મેળે આપબળથી કોઈપણ જીવ ભવસાગર તરી શકે તેમ નથી.

**सद्‌गुरुनाव प्रगट जेही पावे, बोज सहित प्रेहेतन बिनु जावे;**

**गुरु कैवल चैतन हे हंसरुपा, संत सहायक धरेहु स्वरुपा.।।२।।**

ભગવાન કરૂણાસાગર અનંત દયાળુ હોવાથી, જગતના સર્વે જીવોનું અસહ્ય દુઃખ જોઈને જીવોને બચાવવા સદ્‌ગુરૂ સ્વરૂપે પ્રગટ થઈને દર્શન દીધા છે. તે પરમપાવનકારી પ્રભુના દિવ્ય સ્વરૂપને નિહાળી તેમના નિર્મળ નેણ-વેણ અને અલૌકિક વાણીને ઓળખી, પ્રભુ સાથે પ્રીતિ બાંધીને દ્રઢ વિશ્વાસ લાવી શરણાંગત થયા છે એવા જીજ્ઞાસુજનોને સદ્‌ગુરૂ લક્ષરૂપી નાવમાં બેસાડીને કોઈપણ પ્રયત્ન કર્યા સિવાય કર્મનો બોજો લઈને દેહસહિત મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂએ ભવ પાર કરીને નિજઘેર પહોંચાડી દીધા.

ખુદ કૈવલ પરમગુરૂનું સ્વરૂપ ધારણ કરીને મહાન ચૈતન્ય સ્વરૂપે અવ્યકત વિભૂતીઓનું દિવ્યતનુ પ્રગટ કરી, સંતોની સહાય કરવા સ્વરૂપ ધારણ કરીને પધાર્યા છે.

**दिनकर उदये अलुक नहि सुझे, प्रगट प्रभुको अबुज न बुझे;**
**द्रिगन रोग देखे दोष अपारा, गग्गा गडयो सकल संसारा. ॥३॥**

દિનકર કહેતા સૂર્યનો ઉદય થવા છતાં ઘુવડને રેખમાત્રસુઝ પડતી નથી કારણ કે સૂર્ય ઉદય થતા પહેલા તે પોતાની આંખ બંધ કરી દે છે જેથી સૂર્યને જોઈ શકતો નથી. તે ઉદાહરણના ન્યાયે ઘુવડ જેવા અંતરદ્રષ્ટિના અંધ મનુષ્યો સર્વોપરી કૈવલજ્ઞાનનો પ્રકાશ કરી નિજ આપનપુ અને પતિપદને દર્શાવનાર, પ્રગટપ્રભુને જોઈ જાણી કે ઓળખી શકતા નથી કારણ કે જેની આંખે કમળાનો રોગ થયો હોય તેને જેમ છે તેમ નહી દેખાતુ હોવાથી, દેહ દ્રષ્ટિએ દેહને જ દેખે છે. તે જ્ઞાનચક્ષુ વિનાના મનુષ્યો પ્રગટ પ્રભુને નહિ ઓળખી શકવાથી તેમનાં તનમન સંસારના ભોગોમાં ગળી ગયા હોવાથી સંસાર રૂપ થઈ ગયા છે.



## અક્ષર = ૪



**घघ्घा घणा बसत अरी घरमां, काम क्रोध मद मच्छर करमा;**
**त्रुष्णा दहन करत निसवासुर,अनंग प्रबलकरत अति आतुर.॥१॥**

પંચભુતથી રચાયેલા સ્થૂલદેહરૂપી ઘરમાં ચૈતન્ય અંશના શત્રુઓ ઘણા વસીને રહેલા છે. તે કામ, ક્રોધ, મદ, મચ્છર આદી શત્રુઓએ ચૈતન્ય અંશને પોતાના હાથે પકડીને મહા મજબૂતપણે સ્વાધિન કરી દીધો છે તેથી અંશ સ્વતંત્રપણે કંઈપણ કરી શકતો

નથી અને તૃષ્ણા ! મનુષ્યાદેહરૂપી ઘરમાં અંતઃકરણના વિશે સર્વ જીવોને દઝાવતી હોવાથી રાતને દિવસ તૃષ્ણાના તાપમાં તપી રહેલા હોય કોઈ જીવને લેશમાત્ર શાંતિ નથી અને અનંગ એટલે કામદેવરૂપી અગ્નિ અતિ પ્રબળ સળગી ઉઠેલો હોય સર્વે, નરનારી પરસ્પર વિષયાનંદની આતુરતામાં અહોર્નિશ સંસારને જ ભજે છે.

**एही समज रहत निसदिनको, समज ना जान हो तजीयाको;**
**तजहु अशुभ-शुभको कर संगा,गुरु चरनन रत्य जगत्ये उतंगा. ॥२॥**

એ વિષયાનંદની સમજમાંથી ઉઠતી ચાહના રાત ને દિવસ સતાવ્યા કરે છે છતાં, મહાદુઃખ રૂપ વિષયાનંદને ત્યાગવાની જાણ નહીં હોવાથી ત્યજી દેવાની લેશ માત્ર ઈચ્છા કરતા નથી. અધોદ્રષ્ટિના અશુભ કર્મોનો ત્યાગ કરી જગત ઉપર અભાવધરી સર્વજ્ઞ પરમગુરૂના ચરણોની અતિ આરતુપૂર્વક ઉર્ધ્વદ્રષ્ટિના લક્ષભજનરૂપી શુભ કર્મોનો સદાય સંગ કરવો જોઈએ.

**पुलकित अंग मृदुल शुभ बेना, प्रगट स्वरुप गुरु जन सुख येना;**
**ग्रहत मुक्त सजी गुरुपद घरमां, घघ्घा घणा बसत अरी घरमां. ॥३॥**

લક્ષભજનના પ્રતાપે જયારે સર્વજ્ઞ પરમગુરૂની ગતિ બક્ષીસ મળે છે ત્યારે એવા અધિકારીનું તન અતિ તેજસ્વી બની જતું હોય, અમૃતથી પણ અધિક મૃદુલ વાણી બોલીને જીજ્ઞાસુજનોને નિજ આપનપુનો અનુભવ કરાવે છે. સર્વજ્ઞ સુજાણ-જાણ મહાદચૈતન જે પરમગુરૂનું પ્રગટ સ્વરૂપ છે તે પ્રગટસ્વરૂપનો શરણાંગત બનીને

અખંડ પરમસુખના ધામનો નિવાસી થાય છે એવા અતિ ઉજાગ્રત વૃત્તિના અંશ મનુષ્યાદેહરૂપી ઘરમાં સતનો શણગાર સજીને, મુકતપદને ગ્રહણ કરી ઉર્ધ્વદ્રષ્ટિની આરતે સર્વ તત્વની ક્રિયા એકમુખી થવાથી હંમેશા વિદેહાનંદના આનંદને ભોગવે છે છતાં એક પણ તત્ત્વ અવરોધ કરતું નથી.

 **અક્ષર = ૫** 

**नन्ना नादनी नरत निशानी, सुरत अंकुर रहत उनमानी;**

**निरतत नेह नादसु लावो, स्थूल सूक्ष्म कारण वेरावो. ॥ १ ॥**

"ન"અક્ષરને સંબોધી નિજસ્વરૂપ ને ઓળખવાની ઈચ્છાવાળા ઉજાગ્રતવૃત્તિના ઉપાસક જનને સર્વજ્ઞ પરમગુરૂ ઉપદેશ કરતા કહે છે કે ગુરૂગમની દ્રષ્ટિએ નિહાળીને નિશ્ચય કરી જે સદ્દગુરૂનો નિર્વાણ નાદ છે તે નિજ સ્વરૂપે થવાની નિશાની બતાવતો હોવાથી જે અંકુરની સુરતા નાદને દ્રઢ માનવાવાળી હોય વિજાતીય તત્વોને તજી દઈ અતિ આરતપૂર્વક સદ્દગુરૂના નાદનો અતિ સ્નેહ ધારણ કરી સુરત-નુરતને નાદમય કરી દેવી જેથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહના તત્વો વિખૂટા પડી વિખરાઈને જેમાંથી જે તત્વો ઉત્પન્ન થયા છે તેમાં મળીને તે રૂપ થઈ જશે. ત્યાર પછી તત્વોના દેહની અસ્મિઓ છૂટી જવાથી ત્રણ દેહોના તત્વની ઉપાધિમાંથી મુકત થઈ અંશ નિરાળો થાય છે.

**महाकारणकु ल्यों निज शोधी, ता पर परम बुध्यकु रोधी;**
**परम कारण पद सोई सद साचा, अंश संघित घटघट ही सवाचा. ॥२॥**

હવે હે અંશ તું પોતે જ્ઞાનચક્ષુએ જોઈને મહાકારણને શોધી તેનો દ્રઢ નિર્ણય કર જેથી ઓહમ્ પ્રણવ રૂપે મહાકારણ દેહ આવેલો હોય તેનો ત્યાગ કરીને તેનાથી પર રહેલા પરમકારણ દેહમાં, તારી નિજદ્રષ્ટિને રોકી સ્થિર થઈ નિજાનંદ સ્વરૂપનો અનુભવ કર. પરમકારણદેહ સોહંગપદની અખંડ એકતાવાળો હોય સદાય સત્ય સ્વરૂપે હોવાથી આદ્ય-મધ્ય કે અંતે તેનો અસ્ત થતો નથી. નિજઅંશ પરમકારણ દેહમાં નિવાસ કરીને રહેલો છે જેથી તેની નિજચૈતનવૃત્તિનો ભાવ સંજુકત ચૈતન્ય ભાસ પડવાથી ઓહંગ પ્રણવ સજીવન થવાથી, અંશની મતલબ પ્રમાણે ઘટોઘટમાં વાણીનો ઉચ્ચાર થાય છે.

**हाल हजुर हरदम हलमलही, लहे न को गुरु बिन क्रता अंश कलही;**
**घट प्रत्ये प्रसिद्ध अजब गति जानी, नना नादनी नरत निशानी. ॥३॥**

હાલ એટલે હમણાં પ્રત્યક્ષ ચૈતન્યઅંશ ઓહંગ - સોહંગની સાથે હળીમળીને હરદમ હાજર રહેલો છે છતાં, નિજર્કતાના અંશને ઓળખવાની ગુરૂગમરૂપી અકળ-કળા મહાન સમર્થ સદ્‌ગુરૂ સિવાય બતાવીને કોઈ સમજાવી શકે તેમ નથી. પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ઘટ પ્રત્યે પ્રગટ પ્રસિદ્ધ અજબગતિ એટલે આશ્ચર્ય ચકિત કરી નાખે એવી અલૌકિક નાદની નિશાની સમજીને સર્વજ્ઞ પરમગુરૂની કૃપાએ નિજસ્વરૂપને ઓળખી નિર્ભય અને નચિંત થયો છું.



## અક્ષર = ૬



**चचा चैतन देव उपासो, अखंड ही वनमा करवो वासो;**
**अखंड भोम्य ताहां अखंड विहारी,अखंड खेल अद्भूत समारी.॥१॥**

સદ્ગુરૂ લક્ષ ભજનના અધિકારી હે સંત-સજજનો, અંતરની શુદ્ધ આરતપૂર્વત તમારી નિજ સુરતાને સચેતન રાખી પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમવિભૂતિવાન, સર્વજ્ઞ સુજાણ-જાણવાળા મહદ્ ચૈતન્ય દેવની ઉપાસના કરો. તે ઉપાસનાના પ્રતાપે સર્વજ્ઞ પુરવેશ્વર પ્રભુની કૃપાએ અદ્વૈત બ્રહ્મરૂપી અખંડ વનમાં તમે વાસ કરી શકશો. તે બ્રહ્મભૂમિકા અખંડ હોવાથી તે અંખડ ભૂમિકામાં સકર્તાપતિના સજાતિ અનેક અંશો અકળ વિભૂતિના આદ્ય અંકુરરૂપી અલૌકિક તનુઓમાં વસીને પરસ્પર હળીમળીને રમણ કરે છે. નિજ સકર્તાસ્વામીએ અખંડિત અદ્ભુત ખેલ રચેલો હોવાથી, સર્વે અંશો સમદ્રષ્ટિને અંશ બંધુત્વ ભાવે અખંડાનંદનું પરમસુખ ભોગવતા હોય નિરંતર ભાવે નિજ સકર્તાપતિનું ધ્યાન ધરે છે.

**अखंड रास लीला जेही गावे, बोहरु भव संकट नही आवे;**
**अनंत रुप धरी खेल बनाया,सक्रत अंश निज हंस बसाया. ॥२॥**

અખંડ બ્રહ્મભૂમિકામાં રહીને સર્વે અંશો નિજપતિના યશોગુણ ગાવાની અંતરહંગમાં ચાહના કરે છે. તે પ્રમાણે નિજકર્તાની વ્યાપક ગતિમાંથી પરમાનંદના સુખના અનેક મોજા ઉત્પન્ન થતા હોવાથી તેના અસીમ આનંદના સુખમાં તદ્વત

તદાકાર થઈ જાય છે. અકળગતિના અંકુરોની લીલાના ગુણગાવા વાળા અંશો ફરીને આ ભવસંકટમાં આવતા નથી. નિજ સકર્તાસ્વામીએ અંકુરોના અનંતરૂપ બનાવી અલૌકિક ખેલની અનુપમ રચના કરી છે. નિજસકર્તાએ પોતાના સજાતિય અંશો ઉત્પન્ન કરીને પરમવિશેષ સર્વજ્ઞ પરમગુરૂના બાહ્ય સોહંગ રૂપ હંસ સ્વરૂપમાં વસાવ્યા છે.

**तन संघित भये तदवत रुपा, शरन ग्रहो गुरु परम अनुपा;**

**परमगुरु निज लक्ष प्रकाशो, चच्चा चैतन देव उपासो. ॥३॥**

તે અંશોની અધોદ્રષ્ટિ થવાથી તત્વોનો સંગદોષ લાગ્યો તે સંગદોષ તત્વોના શરીરને પ્રાપ્ત કરી પાંચે તત્ત્વના શરીરમાં મોહ પામીને તદ્રૂપ થઈ ગયા છે. હવે નિજસ્વરૂપને ઓળખી નિજધામમાં નિવાસ કરવા અંતરની આરતપૂર્વક પરમગુરૂનું અનુપમ શરણ ગ્રહણ કરો. જેથી પરમગુરૂ કૃપાવંત થઈને લક્ષનો પ્રકાશ કરી અજ્ઞાન અંધકારને મટાડી નિજાનંદનો અનુભવ કરાવશે એટલા જ માટે સુજાણ-જાણવાળા મહદ્ ચૈતન દેવની ઉપાસના કરો.



## અક્ષર=૭



**छछ्छा छो प्रभु अकल अनादु, तुम गति ज्ञानको करत नवादु;**

**सृष्टरची जबत्ये अबलगही, फसे-ईत फंड निगम चहु वगही. ॥१॥**

હે પુરવેશ્વર પ્રભુ ! આપના સિવાય બીજુ કંઈપણ હતું જ નહિ

ત્યારે આપ સંકલ્પ કે ઈચ્છા વિના અદ્વૈત સ્વરૂપે મહાશૂન્યમાં એકાએક બિરાજમાન હતા. આપના અકળ સ્વરૂપને ઓળખવાનું અલૌકિક અગમ્યજ્ઞાન કોઈને જ ન હોવાથી આપને ઓળખવાનો વાદ કોણ અને કેવી રીતે કરી શકે?

જ્યારથી સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી સિર્ગુણ નિર્ગુણના સિદ્ધાંતવાદીઓ ચારવેદના પક્ષોની વગના ફંદમાં ફસાઈ ગયેલા છે.

**वग विभक्ति विगत्य करी भाखुं, समझत श्रोता अगम गति भांखु;**
**निगम निरुप करे जेही वचने, प्रकृति पुरुष ब्रह्म द्रढ करी सचने. ॥२॥**

વેદોમાં વિભાગ પાડીને ત્રણ પ્રકારના કાંડ (પ્રકરણ)નું પ્રતિપાદન કરેલું છે. તે એવી રીતે કે કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનું વિગતવાર વર્ણન કરીને વેદના વચનોમાં દ્રઢ કરીને દર્શાવ્યું છે કે, આદ્યશકિત અને નિરંજન તેમજ અકર્તા બ્રહ્મ ને સત્ય મનાવી વેદ વિરૂદ્ધ વચનો સાંભળવા કે માનવા નહિ એવું સમજાવીને વારંવાર શ્રુતિ પ્રમાણ આપી જગતભરના ઉપાસકજનોને વિરામ પમાડી દીધા છે.

**ब्रह्म अकरता क्रत द्वैताई, प्रकृतिपुरुष उत्पन्न कीनु काई;**
**तेही करता की खोज़ खलकमे, प्रगट परमगुरु एही कलपमे,**
**रज तज इंड कटाक्ष अबादु, छछछा छो प्रभु अकल अनादु. ॥३॥**

બ્રહ્મ સદા-સદોદિત ચેતના કે સક્રિય ગતિ અને નિજજાણ સિવાય સંકલ્પ કે ઈચ્છા કરી શકતું નથી એટલા જ માટે બ્રહ્મ અખંડિત પણે અકર્તારૂપે રહેલું છે. જયારે નામ રૂપ ગુણવાળું જે દ્રશ્ય

જગત ત્રણ ગુણ અને પંચભૂત દ્વારા ચૌદલોકની આદ્ય સમસ્ત વિશ્વનો પસારો કરનાર, ક્રતના કારણરૂપે આદ્યશકિત અને નિરંજન હોવાથી વેદોએ તે નિરંજન પુરૂષને જગતકર્તા સ્થાપી, સૃષ્ટિભરના ઉપાસકજનોને સત્ય મનાવ્યું છે. તો પછી પ્રકૃતિ અને પુરૂષને ઉત્પન્ન કરનાર કોણ ? તે નિજકર્તાના અલૌકિક જ્ઞાનને જણાવી ઓળખાવવા જયારે જયારે કલ્પની રચનાનો પ્રારંભ થાય છે ત્યારે સર્વજ્ઞ પરમગુરૂ પ્રગટ થઈને આપનપુ અને નિજપતિની એકતાનું જ્ઞાન આપીને ભવબંધનમાંથી અંશોને મુકત કરે છે. સકર્તાપતિની અલૌકિક બાહ્યદ્રષ્ટિના આકર્ષણથી અનંત બ્રહ્માંડોની આદ્યે, રજ તજ અને અનેક ઈંડો તોળાઈને નિજપતિનો સંકલ્પ પૂરો થાય ત્યાં સુધી આબાદ રહે છે.

એવી અનેક ઐશ્વર્યતાવાળા સર્વેશ્વર પ્રભુ આપ અનાદિના અદ્વૈત સ્વરૂપે એકલા જ રહો છો.

 **અક્ષર = ૮** 

**जज्जा जुगल चरन चित धरना, परमगुरु पादु कमल अघ हरना;**
**चरन कमल रजको महिमाये,शारद शेष फनी पार न पाये. ।।१।।**

"જ" અક્ષરને ઉદ્દેશી પરમમોક્ષની શુભ ઈચ્છાવાળા અધિકારી સજજનોને જણાવતા કહે છે કે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના જુગલ એટલે ઓહંગ સોહંગરૂપી બન્ને સત્ ચરણમાં અતિ આરતપૂર્વક અંશની ચૈતનવૃત્તિરૂપી ચિત્તને ધારણ કરો. પાદુ

એટલે પરમગુરૂના ચરણકમલનો સ્પર્શ કરીને ધ્યાન ધરવાથી અનેક જન્મના પાપ નાશ પામે છે ત્યારે ઘણા અંશોની સાથેના લેવા-દેવાના ઋક્ષણમાંથી મુકત થઈને પરમગુરૂનો કૃપાપાત્ર બને છે. પરમગુરૂના ચરણકમલની રજરૂપે કૈવલ લક્ષ રૂપી બોધનો મહિમા અપાર હોવાથી સરસ્વતી અને શેષનારાયણ હજારમુખે વર્ણન કરવા છતાં પાર પામી શકતા નથી.

**अज उमियापति श्रीपति देवा, सुर सुरपति वंदे पद सेवा;**
**लघु बुद्धि जीव लहत लघु पदकु, आन्य देव सेवत तन मनकु. ॥२॥**

અજ એટલે બ્રહ્માજી, ઉમિયા પતિ મહેશ્વર તેમજ લક્ષ્મીપતિ વિષ્ણુદેવ, સુર કહેતા તેત્રીસ કરોડ દેવો અને તે દેવોના અધિપતિ ઈન્દ્રરાજા અનેકવાર વંદન કરીને સદ્‌ગુરૂના ચરણોની શુદ્ધભાવે સેવા કરે છે. અલ્પબુદ્ધિના જીવો અલ્પગતિના દેવો જે અશુદ્ધ રજોગુણ તેમજ અશુદ્ધ તમોગુણની સમૃદ્ધિને ધારણ કરવાવાળા દેવો અને બીજા આસુરીમાયાથી અવરાયેલા શુદ્ર દેવોની તનમનથી સેવા કરે છે.

**गुरुपद अमोघ मुक्तजन ग्रहही, अथार्थी जीव पामर न लहही;**
**गुरु ध्यान उरमे द्रढ करना, जज्जा जुगल चरन चित धरना. ॥३॥**

માયાની અનેક ઉપાધિમાંથી મુકત થયેલા સજજનો કોઈ પ્રકારનું મૂલ્ય ના થઈ શકે એવા અમૂલ્ય ગુરૂપદને ગ્રહણ કરી શરણાંગત થઈને અખંડ ગુરૂની એકતામાં રહે છે. માયાની ભૌતિક સંપત્તિની (સમૃદ્ધિની) આશા રાખવાવાળો અર્થાથી જીવ તેમજ

રાતને દિવસ ભૌતિક પદાર્થની પ્રવૃત્તિમાં લાગી રહેલો પામરજીવ, કદાપી સદ્ગુરૂ ચરણને પ્રાપ્ત કરી શકતો નથી.

જેણે સદ્ગુરૂના સત્ય સ્વરૂપનું ધ્યાન અંતરહંગરૂપી હૃદયમાં દ્રઢ કર્યું છે એવા ઉજાગ્રત વૃત્તિના સજજનો પરમગુરૂના જુગલ ચરણમાં સદાય ચિતને ધારણ કરી રાખે છે.

 **અક્ષર = ૯** 

**झझ्झा जाहेर कहत पोकारी, मनु तन वेश धर्यो हे मोरारी;**
**नगर सारसा शुभ स्थान अनुपा,अकल स्वरुप होई रहे अबधुता. ॥१॥**

મહાન સમર્થ પરમગુરૂના કૃપાપાત્ર શ્રી નરવેદસાગર મહારાજ જગતમાં જાહેર પોકાર કરીને જણાવતા કહે છે કે સર્વાતિત સર્વજ્ઞ પ્રભુ અવિગત વિભૂતિઓનો દિવ્ય મનુષ્યદેહ ધારણ કરીને જગતના જનોને થયેલા માયાના મોહને હણી લઈ અનેક જન્મોના પાપમાંથી પાવન કરવા પુરવેશ્વર પ્રભુ પ્રગટ થયા છે.

ગુજરાત રાજયમાં આવેલા અનુપમ સારસા નગરમાં શુભ સ્થાને બિરાજમાન થઈને અકળ સ્વરૂપે સર્વજ્ઞ પરમગુરૂએ અતિ અબધુતદશાને ધારણ કરી, જગતજનોના પરમ ઉપકાર અર્થે કરૂણાસિંધુએ દર્શન દીધા છે.

**ज्ञानानंद कंद जगके करता, जनके कठीन कलीमल अघहरता;**
**अखिलानंद खिले जन कारन, अधम जीव भव सिंधु उतारन. ॥२॥**

અંશ-અંશી પદની એકતાનું જે સર્વોપરી જ્ઞાન તે જ્ઞાનના મૂળરૂપે સર્વજ્ઞ પરમગુરૂ પોતે જગતકર્તા છે. તે અનંતદયાળુ કરૂણાસાગર પ્રભુ પૃથ્વી ઉપર વસતા મનુષ્યતનુધારી કઠીન કળિકાળમાં આવેલા સર્વે જનોના કાળાકર્મોનો નાશ કરી અનેક જન્મોના અજ્ઞાનને હણી લઈ સર્વે અંશોને નિજ સ્વરૂપે કરી પતિપદ સાથે અખંડ સંબંધ જોડી આપે છે.

નિજ કૈવલ કર્તા અખિલ એટલે અદ્વૈત સ્વરૂપે હોવા છતાં જગત જનોનું પરમ કલ્યાણ કરી અધોદ્રષ્ટિના અધર્મી જીવોને ભવસાગરમાંથી તારીને ભવપાર કરી કૈવલધામે પહોંચાડવા અનંત દયાળુએ દયા કરી જીવોને શરણમાં લીધા છે.

**अनेक जीव भवत्ये कीये पारा, धन्य कैवल मनुज अवतारा;**
**अहोजन शरन ग्रहो नरनारी, झझझा जाहेर कहत पोकारी. ॥३॥**

નિજ કૈવલ કર્તાને અનેકવાર ધન્ય છે કે, દિવ્યવિભૂતિઓનો મનુષ્ય અવતાર ધારણ કરીને કૈવલજ્ઞાન ઉપદેશ આપી અનેક જીવોને ભવપાર કરી દીધા છે.

અહો ! હે અનિન ભકિતના જીજ્ઞાસુજનો સર્વે નરનારી પરમદયાળુ પરમગુરૂના પાવનકારી શરણને ગ્રહણ કરો જેથી જન્મ-મરણના ફેરામાં ફરી આવવું પડે નહિ એવો જગતમાં પ્રસિદ્ધ પોકાર કરીને જણાવું છું.



## અક્ષર = ૧૦



**नन्ना निरभे गुरुपद देख्या, ओर सकल परपंच ही पेख्या;**
**गुरुकैवल करुणामये करता, ग्रहेहु शरण अगणित अघ हरता. ॥१॥**

"ન" અક્ષરનો નિર્ણય કરતા ન્યાય દ્રષ્ટિએ નિહાળીને જ્ઞાનવિવેકના અધિકારીજનોને જણાવતા કહે છે કે, સર્વજ્ઞ સર્વાતિત સર્વોપરી સત્યનિત્ય પરમગુરૂનું સુજાણ-જાણ પદ સદા સદોદિત નિર્ભય રહેલું છે. તે પરમગુરૂ સિવાયના બીજા નામરૂપ અને ગુણની આઘે જયાં સુધી જગત વિસ્તાર પામેલું છે ત્યાં સુધીના કહેવાતા સર્વે પદો પંચભુતના પ્રપંચથી રચાયેલા ભયવાળા હોવાથી અંતકાળ આવતા નાશ પામે છે.

અનંતદયાળુ સર્વજ્ઞ પરમગુરૂ નિજ કૈવલ કર્તા પોતે હોવા છતાં અપાર કરૂણા કરીને કાળમાયાના ફંદમાંથી જીવોને મુકત કરવા જગતમાં પ્રગટ થયા છે. જે-જે આરતવાન જીજ્ઞાસુજન ભગવાન કરૂણાસાગરના શરણને ગ્રહણ કરે છે તે-તે જનોના અનેક જન્મોના પાપોને હણી લઈ નિજસ્વરૂપનો અનુભવ કરાવે છે.

**असंख्य जीव जीनु पार पठाये, सुनेहु सजस जस अस धरी आये ।**
**बीनु अस रस काहु नहि पयेउ, जीवा जहांन सदपद बिन गयेउ. ॥२॥**

જે પરમ કલ્યાણદાતા સર્વજ્ઞ પરમગુરૂએ અસંખ્ય જીવોને સંસાર સાગર પાર ઉતારીને કૈવલધામે પહોંચાડી દીધા એવી પરમપદે પહોંચાડવાની સુકીર્તિ સાંભળીને જે-જે જીવ અતિ આરતવાન થઈ શુદ્ધ ભાવે મહાન સમર્થ પરમગુરૂના શરણમાં

આવ્યા, તેમને સર્વ પ્રકારના સંશયોમાંથી મુકત કરી નિર્ભય પદની પ્રાપ્તિ કરવી દીધી છે.

જે જીવોના અંતરમાં પરમગુરૂના શરણને ગ્રહણ કરવાનો શુદ્ધ આશક ભાવ હતો નહિ. એવા અધોમતિના જીવ જ્ઞાનભકિતના પરમરસને પી શકેલા નથી તેવા જગતના જીવો સત્યપદ વિના અધમયોનીના ઘાટોમાં ગયા છે.

**पवाई प्रीत कीस विध्य जांने, त्रिया पुरुष एकु नही भाने;**

**पाई अरस पुरुष एक पेख्या, नन्ना निरभे गुरुपद देख्या. ॥३॥**

પવાઈ એટલે હીજડાને કોઈની સાથે આશક ભાવ કે પ્રીતિ થતી નથી. દ્રષ્ટાંતે સ્ત્રીને પુરૂષ સાથેનો પ્રેમ અને પુરૂષને સ્ત્રી સાથેનો આશકભાવ હોય છે એવું ભાન હીજડાને છે જ નહીં. એ દ્રષ્ટાંતના ન્યાયે જેણે ગુરૂપદ શિર ઉપર ધારણ કર્યુ નથી એવા જનોને હીજડા જેવા જાણવા.

જે અધિકારી જનના અંતરમાં પરમગુરૂ સાથેનો શુદ્ધ આશકભાવ ઉત્પન્ન થયો છે તેની દ્રષ્ટિ પરમગુરૂમય થઈ ગઈ છે તે પળે-પળે એક નિર્ભય પરમગુરૂને જોઈ શકે છે.

 **અક્ષર=૧૧** 

**टट्टा टेक उनकी ग्रही लीनी, पतिव्रता नार पियुसे रंग भीनी;**

**पिया हे चतुर वा मंद अभागी, पतिव्रता नार पियुसे अनुरागी. ॥१॥**

"ટ" અક્ષરને સંબોધી ધર્મનીતિનું આચરણ કરનાર

નિષ્ઠાવાન સ્ત્રી પોતાના પતિને આધિન થઈ તન, મન અને વચનથી જતમત રહી અડગપણે નિજપતિના ધર્મને ધારણ કરે છે. નિજપતિના પુરણ પ્રેમમાં રંગાઈને રસબસ થઈ પતિ સાથેનું ક્ષણવાર અંતર રાખતી નથી એવા અચળ નિશ્ચયવાળી સ્ત્રી મારા પતિ ચતુર કે મંદબુદ્ધિના તેમજ અભાગી છે એવું સ્વપ્નાંતરે પણ જોતી નથી એવી પતિવ્રતા પોતાના પિયુ સાથે અખંડ પ્રેમ રાખતી હોવાથી, પતિ પરાયણ થઈને રહે છે.

**संत सज्जन त्रिया पिया गुरुदेवा, मन मनोरथ तजी सजे पदसेवा;**
**अनीनआस रत्य प्रित्य गुरु चरना, निशदिन वंदन अशरन शरना. ॥२॥**

ઉપર જણાવેલા ઉદાહરણ પ્રમાણે સંત સજજનો પતિવ્રતા સમાન હોય મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવાધિદેવ હોવાથી સંત-સજજનો રૂપી પતિવ્રતાઓના સાચા નિજપતિ છે. તેથી જ સંત-સજજનો રૂપી પ્રતિવ્રતાઓ બાહ્ય દ્રષ્ટિના મનના મનોરથ ત્યાગીને જ્ઞાન-ભકિત, વૈરાગ્યનો શણગાર સજી પરમગુરૂના ચરણકમલની અંતરદ્રષ્ટિએ અખંડ સેવા કરે છે. અનિન આશકભાવ ધારણકરીને પરમગુરૂ સાથે એકમેક રહી આરતપૂર્વક પ્રીતિ જોડીને વિનયભાવે રાતને દિવસે વંદન કરીને ગદ્દગદ્દ કંઠે થઈ કહે છે કે હે અનાથોના નિજનાથ ! અશરણને શરણોમાં લઈ પાવન કર્યા છે તેનો બદલો કોઈપણ ઉપાયે અમે આપી શકીએ તેમ નથી.

**अनलही इंड छोडे रही गगना, सुलझत इंड बाल जाई मीले सदना;**
**श्रीमंत कुवेर सुख सागर चीनी, टट्टा टेक उनकी ग्रही लीनी. ॥ ३॥**

દ્રષ્ટાંતે જેમ અનલપક્ષી કાયમ આકાશમાં રહે છે. તે આકાશમાં રહી ઈંડાને ઉત્પન્ન કરે છે તે ઈંડુ પૃથ્વી ઉપર આવે છે. તે ઈંડા ઉપર અનલપક્ષી પોતાની દ્રષ્ટિ રાખે છે તેથી ઈંડુ સેવાઈને બચ્ચુ બનીને વિચારે છે કે આ દેશ મારો નથી એવું સમજીને સુલટ દ્રષ્ટિએ પોતાની માતાને જઈને મળે છે. પરમવિભૂતીવાન, પરમકૃપાનિધિ, શ્રીમંતકુવેર પ્રભુ પરમસુખના સાગરને ઓળખી તે પ્રભુની ટેકને ગ્રહણ કરી હું સદાના માટે તેમનો થઈ રહ્યો છું.



## અક્ષર=૧૨



**ठठ्ठा ठरो निज चरन निवासी, मत भरमो तिरथादिक काशी;**
**एही सब भरम भुले मत फरहो, उदे रवि रजनी द्रिगन मीच्र करहो. ॥१॥**

"ઠ" અક્ષરને ઉદેશી પરમ કલ્યાણની ઈચ્છા રાખનાર મનુષ્યોને જ્ઞાનબોધ આપતાં પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, સદ્દગુરૂનું શરણ પરમસુખનું ઠેકાણું છે. તે ઠેકાણે સ્થિર થઈને બેસવા તમારી વૃત્તિઓના વેગને સમાવી સદ્દગુરૂના ચરણોમાં નિવાસ કરો. તમે ઘણા પ્રકારના ભરમમાં ભુલા પડીને પૃથ્વી ઉપર આવેલા સર્વે તીર્થો કરવામાં અને કાશી વગરે ક્ષેત્રોમાં જઈને શા માટે ભટકો છો ? કારણ કે સૂર્ય ઉદય થવા છતાં આંખો મીચીંને તમે રાત માનો છો તેથી તમે ઘુવડ સમાન છો.

**अजा कंठ पयोधर पय नांही, बिनहु चरन सद्‌गुरु सुख कांही;**

**नभ सब मांही सतंतर व्यापी, बनत येन सुख प्रगट अमापी. ।।२।।**

દ્રષ્ટાંત : જેમ બકરાના કંઠમાં ઝુલતા આંચળ હોવા છતાં તેમાંથી દૂધ નીકળતું નથી એવી જ રીતે સદ્દગુરૂના ચરણ ગ્રહણ કર્યા વિના પરમસુખની પ્રાપ્તિ કયાંય પણ થતી નથી. દ્રષ્ટાંતે જેમ આકાશ સર્વત્ર વ્યાપક થઈને રહેલું છે પરંતુ ઘર બનાવી ઘરમાં નિવાસ કરીને રહેવાથી જ અમાપ સુખ ભોગવી શકાય છે.

**महा अग्नि व्यापक निज पेखो, ताई सुख कछु लेश न देखो;**
**द्रष्टांत युगल के करहो समासी, व्हा ठरो निज चरण निवासी.।।३।।**

મહા અગ્નિ અદ્રશ્યરૂપે વ્યાપક હોવા છતાં તમે જાતે જોઈને નક્કી કરો કે તેનાથી પ્રકાશનું સુખ કયાંય પણ જોવા મળતું નથી પરંતુ, પ્રગટ સૂર્યનો ઉદય થવાથી ચૌદેય લોકનો અંધકાર દૂર થઈ જાય છે અને તેના પરમપ્રકાશથી જેમ છે તેમ દેખાતું હોય શુદ્ધ સમજ પડવાથી સત્ય નિર્ણય થઈ શકે છે.

વ્યાપક આકાશ અને વ્યાપક મહાઅગ્નિ અમાપ હોવા છતાં કોઈને વાસ્તવિક સુખ આપી શકતા નથી. એ બંને દ્રષ્ટાંતનો સમાવેશ કરી સાચું સમજીને તિરથાદિક કાશીમાં ભ્રમણ નહીં કરતાં તમે સદ્દગુરૂના ચરણોમાં નિવાસ કરો.



## અક્ષર=૧૩



**डड्डा डाहणी बहु घर मांही, सुमति सुचित वित सब घर खांही;**
**त्राह्य-त्राह्य उनके डर भागा, रवि सुत चेरा शिर पर जागा. ॥१॥**

"ડ" અક્ષરને ઉદેશી વિશ્વભરના મનુષ્યતનુધારી સર્વે જીવોને મહાદુઃખ દઈને અંતર હૃદયને દહન કરી રાતને દિવસ બાળી અશાંતિ ઉપજાવીને અચેત કરી નાખે છે એવા બહુ પ્રકારના આસુરીમાયાથી ઉત્પન્ન થયેલા અસુરો (રાક્ષસો) જેવા કે કામ, ક્રોધ, મદ, લોભ, માન-બડાઈ, અભિમાન, ઈર્ષ્યા, અદેખાઈ અને વેરઝેર આદિ ડાકીયાઓ (ડાકુઓ) સર્વ જીવોના દેહરૂપી ઘરમાં પ્રવેશ કરીને શુદ્ધબુદ્ધિ, પવિત્રતા અને સત્ વ્રતનું ભક્ષણ કરી નિરમાલ્ય, અશકત અને કોઈપ્રકારની હિંમત વિનાના કંગાલ બનાવી દીધા છે.

તે દુશ્મનોના ડરને જોઈ મહાભય પામીને ત્રાસ પોકારતા પોકારતા જયાં ત્યાં ભાગી જઈને બચવાનો ઉપાય શોધે છે છતાં એકપણ ઉપાય જડયો નહિ તેથી સૂર્યના પુત્ર યમરાજા અને તેના નોકરો (યમદૂતો) જીવમાત્રના શિર ઉપર તાકીને મહાત્રાસ આપી જીવને બેહાલ કરી નાખે છે.

**ता कारण फिरु देश-विदेशा, उबारन हारन को पुरुष नरेशा;**
**धाम चतुर पेख्या विधविधसे, निगम शास्त्र ईतिहास सबनसे. ॥२॥**

એ કારણને લઈ દેશપરદેશમાં હરીફરીને ખોજ કરી અને તપાસ કરી જોયું કે, એવા નિર્દય દુશ્મનોથી ઉગારીને બચાવનાર સર્વ

સત્તાધીશ કોઈ મહારાજા છે ? એવો નિશ્ચય કરીને જોતાં જણાયું કે મહાભયમાંથી મુકત કરે એવો પુરૂષ મળ્યો નહીં.

તેથી કહેવાતા ચારધામ દ્વારકાપુરી, જગન્નાથપુરી, સેતુબંધ રામેશ્વર અને બદ્રિનાથમાં જઈને વિશાળ દ્રષ્ટિએ નિહાળીને શોધ કરવા છતાં, મહા ભય ભંજન પરમ ઉપકારી પુરૂષ કોઈ દેખાયો નહી. તદ્ઉપરાંત ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણ, નવ વ્યાકરણો અને ઘણી પ્રકારના ઐતિહાસિક ગ્રંથો વાંચીને ખોજપૂર્વક વિચારી જોતાં નિર્ભય કરી શકે એવા પુરૂષ કયાંય પણ જાણવામાં આવ્યા નહીં.

**खट दरशन सब पंथही शोधे, तामे नही कोई मनकु प्रमोधे;**

**चाहत वित्त हरण सब तांही, डङ्का डाहणी बहु घर मांही. ।।३।।**

ખટદર્શન એટલે જોગી-જંગમ, સંન્યાસી, અને સેવડા દરવેશ અને બ્રાહ્મણ એ છ, દર્શનનો સમાગમ કરવા છતાં પરમશાંતિ પમાડે એવો બોધ સાંભળીને જાણવા મળ્યું નહીં. તદ્ અનુસાર સર્વે પ્રકારના મતપંથના સિદ્ધાંતોનો સાર બુદ્ધિપૂર્વક તપાસી જોતા જણાયું કે મનને બોધ કરી સમજાવીને શાંત કરી શકે એવા યોગ્ય પુરૂષનો સર્વ સ્થળે ન્યાય દ્રષ્ટિથી જોતા અભાવ દેખાયો.

જયાં જયાં જઈને જોયું ત્યાં વિત રૂપી ધનનું હરણ કરનાર ધર્મના હડડા જમાવીને બેઠેલા મતપંથના આચાર્યો જગતના જનોને ઠગનારા છે.

એવા દયાહીન ડાકીયાઓ (ડાકુઓ) સર્વે ધર્મ સ્થળો પર વસીને ધર્મના નામે જીવોને લૂંટી રહ્યા છે.



# અક્ષર=૧૪



**ढद्‌ढा ढाही कर्म कोट कीये मेदाना,सदगुरु शब्दका पाया परमाना;**
**संत दोतिया दीयेहु पठाई, मम अंश भवमांही महादुःख पाई. ॥१॥**

"ઢ" અક્ષરને સંબોધી પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મારા ઉપર મહાન સમર્થ પરમગુરૂએ મહેર કરીને સત્ શબ્દનો પરવાનો બક્ષીસ આપ્યો છે જેથી અનુભવ ઐશ્વર્યતાની હિંમતને ધારણ કરી કૈવલ જ્ઞાન બોધના હથિયારો વડે મન, વાણી, કાયા અને કુવૃત્તિથી થયેલા અશુભ કર્મના કોટ તોડી નાખી નાશ કરીને ચોખ્ખું મેદાન બનાવી દીધું.

નિજકર્તાના સજાતિય અંશો તેમનાથી વિખુટા પડીને આ ભવરૂપી સંસારમાં મહાદુઃખ ભોગવતા જોયા.

તે દુઃખમાંથી મુકત કરવા સર્વજ્ઞ પરમગુરૂએ પરમદયા કરીને તત્વાતિત કૈવલ લક્ષની રહેણીમાં રહેવાવાળા અતિ ઉજાગ્રત વૃત્તિના સંતરૂપી દૂતોને મોકલી આપ્યા છે.

**कर्महि कांडी भांड भयेनिगम, तामे रचे पचे नही कछु गति अगम;**
**अद्वैतानंद द्वैत विपुधारी, उदभव किये अंश लीये उबारी. ॥२॥**

ચાર વેદોએ કર્મકાંડનું સ્થાપન કરી તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરી બતાવ્યું છે. તેને અનુસરીને જડ બુદ્ધિના સ્વાર્થી ઉપદેશકોએ દેવદેવીની મિથ્યા ઉપાસનાઓ સમજાવીને જગતના જનોને દ્રઢ કરાવી છે આમ જગતના લોકોને મનગમતી અને રૂચતી વાતોમાં ફસાવી દીધા છે. તે અગમ્ય ગતિને નહિ જાણવાથી વ્યર્થ કર્મો કરાવી

નિજપતિથી દૂર પડતા જાય એવા અનીતિવાળા અધર્મના માર્ગે ચડાવીને જીવોને મહાદુઃખના દરિયામાં ડુબાવી દીધા છે.

નિજ સકર્તાપતિ અદ્વૈત સ્વરૂપે હોવા છતાં પોતાના ઉત્પન્ન કરેલા સજાતિય અંશોને ઉગારવા દ્વૈત દિવ્ય ભગવાન કરૂણાસાગરનું સ્વરૂપ ધારણ કરીને આ જગતમાં પ્રગટ થયા છે.

**चंद्रवदन पर शब्द बिराजे, श्रीमंत कुवेर विपु मन मथ लाजे;**
**शब्द टंकशाल बचन निरबांना,ढद्‌ढा ढाही कर्म कोट कीये मेदाना. ॥३॥**

ભગવાન કરૂણાસાગરનું મુખ ચંદ્ર સમાન અતિ શિતળ હોવાથી અગમ્ય ગતિના અમૃતથી પણ અધિક શબ્દો ઉચ્ચારીને જીજ્ઞાસુજનોને પરમશાંતિ પમાડે છે. મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુનું અતિ દિવ્યરૂપ અનુપમ હોવાથી જોઈને હજારો કામદેવ લજ્જા પામે છે.

સર્વજ્ઞ પરમગુરૂ અમાપગતિની મહાઅનુભવની વિભૂતિ અને પરમજ્ઞાન વિભૂતિઓ વડે, પોતે શબ્દ ટંકશાળના માલિક હોવાથી નિજસકર્તાપતિને ઓળખાવીને પ્રાપ્ત કરાવવા જયાં જેવા જીજ્ઞાસુ ત્યાં તેવા નિર્વાણ વચનો બોલીને જીજ્ઞાસુ મુમુક્ષુજનોને પરમ સંતોષ પમાડે છે.

તે પરમ સંતોષ પામેલા અંશો પરમગુરૂ પ્રતાપે અનેક જન્મોના કર્મનો નાશ કરી નિર્ભય પદના નિવાસી થયા છે.



## અક્ષર=૧૫



**रेणा रण छुटयो चोरासी, निजानंद गुरु मिल्ये अविनाशी;**
**पाये आनंद कंद फंद सब तोडया,अनुभवानंद गुरुसे चित जोडया. ॥१॥**

"ણ" અક્ષરને સંબોધી પૂજયશ્રી નારણદાસ મહારાજ કહે છે કે સુજાણ-જાણ સ્વરૂપે રહેલા અંખડ અવિનાશી નિજાનંદ રૂપ સર્વજ્ઞ પરમગુરૂ મને મળ્યા અને મારા ઉપર પરમકૃપા કરીને ચારેય ખાણીની યોનીના ઘાટ ધારણ કરવારૂપ ચોરાશીના ફેરા ફરવાના ઋણમાંથી હું મુકત થયો છું.

તદ્ ઉપરાંત અખંડાનંદના મૂળરૂપે પરમશ્રેષ્ઠ, પરમવિભૂતિવાન પ્રભુ મને પ્રાપ્ત થવાથી ત્રિગુણ માયાના સર્વે ફંદ તોડી નાખ્યા છે. તેથી સર્વ પ્રકારની ઉપાધિઓમાંથી નિવૃત્ત થઈને અનુભવાનંદ સ્વરૂપ સર્વજ્ઞ પરમગુરૂની સાથે અંશસ્વરૂપની ચૈતનવૃત્તિરૂપી ચિત્ત જોડી દીધું.

**जनम-मरण संशे भये भागा, चरनकमल प्रगटे अनुरागा;**
**गुरु सम ओर नही कोहुं दाता, जनकु मोक्ष देत साक्षाता. ॥२॥**

ઉપર પ્રમાણે હું પરમગુરૂનો થવાથી જન્મ-મરણના મહાભય રૂપિ જે સંશયો હતા તે સર્વે નાશ થવાથી મહાન સમર્થ પરમગુરૂના ચરણકમલમાં નિવાસ કરવાનો અખંડ પ્રેમ પ્રગટ થયો તેથી નિરંતરભાવે સર્વજ્ઞગતિમાં એકમેક થયો ત્યારે મને સત્ય સમજાયું કે પરમગુરૂ સમાન, આ બાજુ કે તે બાજુ કોઈ દાતા જ નથી. કારણ કે

પરમગુરૂને સમર્પિત થવાથી સાક્ષાત પરમ કૈવલ મોક્ષ આપી હંમેશા પોતાના કરી રાખે છે.

**गुरु कामधेनु कल्पतरु चिंतामणी,बुद्धि उचिष्ट मोई ग्यम गाथा भणी;**
**स्वामी शरण आयो ब्रद तुम जासी, रेणा रण छुटयो चोरासी ॥ ३ ॥**

સર્વ વિભૂતિવાન, સર્વજ્ઞ પરમગુરૂ કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણી સમાન છે. કારણ કે ઉપર જણાવેલ પદાર્થો સર્વ શ્રેષ્ઠ હોવાથી તેની બરાબરી કરી શકે એવો કોઈ પદાર્થ જ નથી.

એવી જ રીતે પરમગુરૂ સર્વાતિત સર્વોપરી હોવાથી મારી બુદ્ધિએ પરમગુરૂની પરમગતિ સાથે સ્પર્શ કર્યો. તેથી જ્ઞાનગતિનું પોષણ મળ્યું જેથી ગુરૂગમની પ્રાપ્તિ થઈ, ત્યારે પરમગુરૂના સ્વમુખેથી ઉચ્ચારેલી ગાથાઓ ભણીને જેમ છે તેમ સમજી શકયો છું.

હે પરમગુરૂ ! આપની પરમ પ્રભુતાનો પરમશ્રેષ્ઠ પ્રતાપ જાણીને આપના શરણમાં આવ્યો છું જેથી આપની અખંડ એકતામાં નહી રાખો તો લાજ તમારી જાશે. એટલા જ માટે મને આપના શરણમાં રાખો જેથી ચોરાશીના ફેરા ફરવાના ૠણમાંથી છુટી શકું.



## અક્ષર=૧૬



**तत्ता त्रिलोकनके प्रभु नाथा, अरुप अव्यक्त सो भये साक्षाता;**
**निजपति भोवन जगत्ये मग भुल्ये,तनो अस्मि अस रस मांही झुल्ये. ॥१॥**

"त" અક્ષરને અનુલક્ષી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે

છે કે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણેય લોકના નિજનાથ સર્વજીવોના સાચા સ્વામી છે. પોતે અરૂપી અને અવ્યકત હોવા છતાં પુરવેશ્વર પ્રભુ સાક્ષાત પ્રગટ થઈને જીજ્ઞાસુ મુમુક્ષુજનોને પરમાનંદના સુખનો અલભ્ય લાભ આપ્યો છે.

નિજપતિનું ભુવન જે કૈવલધામ તે કૈવલધામને પ્રાપ્ત કરવાનો સત્યમાર્ગ ભવભરના સર્વ જીવો ભુલી ગયા છે. તે કારણ ને લઈ દેહોસ્મિને ધારણ કરી દેહની દશેય ઈન્દ્રિયોના વિષયોનો અલ્પ આનંદ ભોગવવામાં સર્વ જીવો ઝુલી રહ્યા છે.

**तेही मग प्रसिद्ध कियेहुं जगमांही, पठये पुरातन पति जीव तांही;**
**तेही कारण करता पाउ धारे, भयेहु शरण सब ताईकु उबारे. ॥२॥**

જે નિજધામથી સર્વે અંશો આવ્યા છે તે ગુપ્ત ગુરૂગમનો માર્ગ જગતમાં પ્રસિદ્ધ કરીને જયાં નિજપતિ કાયમ બિરાજે છે ત્યાં નિજલક્ષ જ્ઞાનના અધિકારી જીવોને પહોંચાડી દીધા.

તે પરમપદને પ્રાપ્ત કરાવવાના હેતુથી અકળ વિભૂતિઓનો દિવ્ય દેહ ધારણ કરી સર્વજ્ઞ પરમગુરૂએ આ પૃથ્વી ઉપર પગ મૂકયો એટલે પધાર્યા છે.

મહાભાગ્યવાન્ જે જે જગતનાજનો પરમકૃપાળુ પ્રભુના શરણમાં આવી શરણાંગત થયા તેને અનેક જન્મના કર્મબંધનમાંથી મુકત કરી ઉગારી લીધા.

**खिलही कमल रवि उदये प्रकाशा,कमोदनी विमुख भई न अविकाशा;**
**विमुखी विरोध पुलकित संत साथा, तत्ता त्रिलोकन के प्रभु नाथा. ॥३॥**

દ્રષ્ટાંતે જેમ સૂર્ય ઉદય થાય ત્યારે કમળો ખીલીને સૂર્ય સન્મુખ થઈ સાચી પ્રીતિ જોડીને રહે છે પરંતુ કમોદની એટલે પોયણી સૂર્ય વિમુખી હોવાથી ખીલીને સૂર્યની એકતાનો આનંદ લઈ શકતી નથી.

જે જે જગતના જનો પોયણીઓ જેવા હોવાથી પરમ કૃપાનિધિ પ્રભુથી વિમુખ રહેનારા જીવો પરમ ઉપકારી પ્રભુનો વિરોધ કરે છે. જે જ્ઞાન ભકિતનો પરમરસ પીને પુલકિત થયેલા સંતો હરદમ સર્વજ્ઞ પ્રભુની એકતામાં રહે છે એવા નિજપતિ, પરમગુરૂ સ્વરૂપે સર્જનહાર સ્વામી ત્રણેયલોકના નિજ નાથ છે.

 **અક્ષર=૧૭** 

**थथ्था थाह सबही अथाह गुरुदेवा, अजभव श्रीपति वंदे पद सेवा;**
**सुनकादीक नारदमुनि व्यास, योगेश्वर दतात्रि फनी करे गुरु आश. ॥१॥**

"થ" અક્ષરનું વર્ણન કરતા પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે સ્થાવર-જંગમ ચૌદ લોક પર્યંત સમસ્ત જગત આદ્ય-શકિત અને નિરંજન સુધી નાનીમોટી વિભૂતિવાળા સર્વ શરીરોરૂપી પદાર્થો અંતવાળા છે. સામાન્ય વિશેષ સર્વ અંશો ઉપર એક સરખું હેત રાખીને કરૂણા કરી, જીવન આપનાર જીવન-દાતા

પરમકૃપાનિધી સર્વજ્ઞ પરમગુરૂ અથાહ ગતિવાળા હોવાથી થાહ લાવીને પાર પામી શકાય તેમ નથી. અજ એટલે બ્રહ્માજી ને ભવ કહેતા મહેશ્વર અને લક્ષ્મીપતિ વિષ્ણુદેવ સર્વ અંશોના સાક્ષી મહાન સમર્થ સદગુરૂના ચરણોની પુરણપ્રેમથી સેવા કરે છે.

મહાન તીવ્ર વૈરાગી સનકાદિકો અને નારદ મુનિ તેમજ ચારેય વેદના સંપૂર્ણ હીમાયતિ મહામુનિ વ્યાસજી તદ્ ઉપરાંત ઋષભદેવના પુત્રો નવ મહાયોગેશ્વરો તથા દત્તાત્રેય ઋષિ અને એક હજાર ફેણને ધારણ કરનાર શેષજી અહોનિશ ગુરૂ ચરણોની આશા રાખી નિરંતર ઉપાસના કરે છે.

**रामकृष्ण अवतार ईस पुरन, तजी अहंमेव निशदिन गुरु वंदन;**
**देव सकल चरन अनुरागी, निजानंद पद पाय बडभागी. ॥ २ ॥**

વળી રામ અને કૃષ્ણ અવતારી પુરૂષો પૂર્ણ ઐશ્વર્યતાવાળા હતા એમ જગતના લોકો માનતા આવેલા હોય અત્યાર સુધી સર્વ કોઈ માને છે. તે જગતના ઈશ્વરો કહેવાતા હતા છતાં અભિમાનને તજી દઈ રાત ને દિવસ, ગુરૂનું વંદન કરી ગુરૂચરણોની સેવામાં પ્રીતિ રાખતા હતા. આ જગતમાં સર્વે પ્રકારના દેવો કહેવાય છે તે પણ સદ્ગુરૂ ચરણોનો અખંડ પ્રેમ રાખીને અનિનભકિત કરે છે. પરંતુ સર્વ વિભૂતિવાન મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂનું નિજાનંદ પદ, કોઈ મહાન મોટા ભાગ્યવાન વિરલા જન જ પ્રાપ્ત કરી શકે છે.

**मनमुखी महिमा गुरुकी नव जाने, वेद विटंड दंभ शास्त्र ही माने;**
**जन्म गमायो पायो नाहि शुद्ध भेवा,थथ्था थाह सबही अथाह गुरुदेवा ॥३॥**

આ જગતમાં જે-જે મનુષ્યો મનમુખી હોય મનની ઈચ્છા

પ્રમાણે મનને આધિન થઈ મનગમતા કર્મો કરીને માયાના ભોગ ભોગવે છે એવા મનુષ્યો પરમકલ્યાણ દાતા-સદ્‌ગુરૂનો મહિમા લેશમાત્ર જાણતા નથી.

જે વાચાર્થી વિદ્વાનો થયા છે તે ભેખધારી અને ભકતજનો વિટંડાવાદ કરીને કહે છે કે અમે બ્રહ્મસ્વરૂપ છીએ પરંતુ વેદોના કહેવા મુજબ લેશમાત્ર આચરણ કરતા નથી. વળી ઉપલક દંભનો દેખાવ કરીને જગતમાં પૂજાય છે અને કોઈ પ્રતિવાદી પ્રશ્ન પૂછે તો શાસ્ત્રોના મતની અલગ-અલગ વાતો કરીને જગતના જનોને ભરમાવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે મિથ્યા (વ્યર્થ) મનુષ્ય અવતાર ગુમાવી દીધો અને સદ્‌ગુરૂ લક્ષનો શુદ્ધ ભેદ જાણીને પ્રાપ્ત કરી શકયા નહિ. તેથી થાહ (અંત) વાળા પદાર્થોમાં પ્રીતિ રાખી અને અથાહ સદ્‌ગુરૂના મહિમાને નહી જાણવાથી આ ભવના ફેરા ફરતા રહ્યા છે.



## અક્ષર=૧૮



**दद्दा दुर्लभ त्रिये देव सकलकु,लिला विपु वेश धर्ये जिन जिनकु;**
**योग अष्टांग सिद्धि नव निधि साधे,पढे निगम खटशास्त्र आराधे. ॥१॥**

"દ" અક્ષરને દર્શાવતા પૂજયશ્રી નારણદાસ મહારાજ જગતના જીજ્ઞાસુ જનોને જણાવતા કહે છે કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ત્રણ દેવોની આદ્યે બ્રહ્માંડમાં અલગ અલગ સર્વ દેવો રહેલા છે તેમજ

વિવિધ પ્રકારની લીલાઓ કરી જગતના લોકોને પ્રભાવિત કરનાર, જે-જે અવતારી પુરૂષો દેહરૂપી વેશ ધારણ કરીને આ પૃથ્વી ઉપર આવ્યા છે. તેઓ વિશ્વભરના મનુષ્ય તનુધારી જીવોને આત્મા પરમાત્માનો લક્ષ અદબદપણે દર્શાવી ગયા છે. પરંતુ, અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરનાર નિજસકર્તાપતિ નિજ આપનપુ અને પતિપદને ઓળખાવી સર્વે જીવોને જન્મ-મરણના મહાદુઃખમાંથી મુકત કરવા સર્વજ્ઞ પરમગુરૂનું દિવ્ય તનું ધારણ કરીને જગતમાં પધાર્યા છે. તેમના દર્શન કરી સતસંગનો લાભ લેવા અને કૈવલ લક્ષનો બોધ ગ્રહણ કરવો તે સબંધંમાં ત્રણ દેવો અને બ્રહ્માંડભરના સઘળા દેવો તથા અવતારી પુરૂષો સહિત તેમને ઉપર જણાવેલો પરમ લાભ લેવો અતિ દુર્લભ છે.

આ જગતમાં કેટલા યોગી પુરૂષો અષ્ટાંગયોગનું સાધન કરી આઠ સિદ્ધિ અને નવનિધિઓને પ્રાપ્ત કરે છે તેમજ ઘણા વિદ્વાનો ચાર વેદને ભણી છ શાસ્ત્રનો અભ્યાસ કરે છે. તે શાસ્ત્રોમાં વર્ણવેલા અલગ અલગ ઈષ્ટોનું આરાધના કરી પોતાનું કલ્યાણ માને છે.

**ग्रहस्थ प्रसत्वान ब्रह्मचारज संन्यासी, आन्य भेख अनंत धरे बहु रासी;**
**तजी ग्रेहे गवन रमन वन मांही,स्नान सलिता तजी अन्न फल खाही. ॥२॥**

વેદમાં બતાવેલા નિયમો પ્રમાણે ગૃહસ્થી, વાનપ્રસ્થ, બ્રહ્મચારી અને સંન્યાસી એ ચાર આશ્રમમાં નિવાસ કરી, વેદવચન અનુસાર સાધન કરીને અમારૂં કલ્યાણ થઈ જશે એવી આશા રાખે છે.

અન્ય એટલે બીજા અનંત પ્રકારના ભેખધારણ કરનાર ગ્રહસ્થાશ્રમનો ત્યાગ કરી વનમાં જઈને વસે છે. જગતમાં મનાતી ઉત્તમ નદીઓમાં જઈ સ્નાન કરે છે અને અન્નને ત્યજી દઈ ફળફૂલ અને કંદમૂળનો આહાર કરે છે.

**एही विधी कष्ट करतही अपारा, बिनु जाग्रत स्वप्ने न देदारा;**
**सोई प्रभु मिल्ये मोई सहेज सेवनकु, दद्दा दुर्लभ त्रिये देव सकलकु. ॥३॥**

ઉપર દર્શાવેલી રીત પ્રમાણે કષ્ટ સાધ્ય અપાર સાધનો કરીને તન, મનથી ઘણી કસોટી સહન કરે છે. ચૈતન્ય અંશના નિજ સ્વરૂપનો યથાર્થ અનુભવ કરવો તેને શુદ્ધ જાગ્રત કહેવામાં આવે છે. એવી જાગ્રત વિના અધોદ્રષ્ટિની વાસનાએ કર્મ અનુસાર જે દેહ પ્રાપ્ત થયો હોય તેને સ્વપ્નુ કહેવામાં આવે છે. એ સ્વપ્નામાં પણ પરમકૃપાનિધિ, પરમ કલ્યાણદાતા પ્રભુના દર્શન કરી શકતો નથી. તે સર્વજ્ઞ સર્વાતિત પ્રભુ મને સહેજે-સહેજે સેવા કરવાથી પ્રાપ્ત થયા છે. તે પ્રભુના દર્શન ત્રણ દેવોને પણ મહા દુલર્ભ છે.



## અક્ષર=૧૯



**धध्धा धन्य धन्य गुरु स्वामी, प्राणनाथ प्रभु अंतरजामी;**
**अखिल धाम पति अति गति वंतु,देवाधिदेव प्रभु संतके महंतु. ॥१॥**

“ધ” અક્ષરને ઉદ્દેશી ધૈર્યવાન ધ્યાન કરનાર સંત-સજજનોને પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે જગતભરના સર્વ જીવોનું

પરમકલ્યાણ કરનાર મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂને અનેકવાર ધન્યવાદ ઘટે છે કારણ કે, સઘળા ઘાટોમાં પ્રણવને પ્રેરક કરી જીવનદાન દેનાર પ્રભુ સર્વ જીવોના અંતર્યામી છે. તેથી રોમરોમને રગેરગમાં થતી પ્રગટ ગુપ્ત ક્રિયાને જાણવાવાળા હોવાથી, જીવમાત્રના શુભાશુભ કર્મ જોઈને યથાર્થ જાણી શકે છે.

નિજસકર્તાપતિ પોતાના સ્વધામમાં અખંડ બિરાજે છે છતાં પોતાની અમાપગતિ દ્વારા સમસ્ત જગતમાં અનેકધામ રચાયેલા હોય તે ધામોને ધારણ કરી રાખવાવાળા તે ધામોમાં રહેલા સર્વ અધિપતિઓના સ્વયં ધણી (માલિક) છે. સર્વ દેવોના દેવ હોવાથી પોતે જ દેવાધિદેવ છે. સર્વે સંત-મહંતોના પાલનપોષણ કરનાર મહાન સમર્થ, પરમ કૃપાનિધિ પ્રભુ કરણી પ્રમાણે ફળ આપીને મનોઈચ્છા પૂર્ણ કરનાર, સર્વ અંશોના સાક્ષી સર્વજ્ઞ પ્રભુ પોતે જ છે.

**सरल सुभाव चहाव चितमांही, उदये अंशकीये जीनुं लेइ जावुं तांही;**
**भुलेहु भोवन सद सदन न पावा,निजपति आप कोउकु नहि ठावा. ॥२॥**

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે જે જે અંશો સરળ સ્વભાવવાળા થઈને તેમની ચૈતનવૃત્તિ રૂપી ચિત્તમાં મને મળવાની અખંડ ચાહના કરી રહ્યા છે તે તે અંશોને નિજપતિએ જયાંથી ઉદય કર્યા છે ત્યાં કૈવલધામમાં લઈ જઈને નિવાસ કરાવી કાયમનો અખંડાનંદ પ્રાપ્ત કરાવીશ.

જગત રચનાની આદ્યથી સકર્તા-પતિને ભૂલી જઈ અંશો પોતાને પણ ભૂલી ગયા. એવા અજ્ઞાનના કારણને લઈ આપણે કોણ ? અને આપણા સજાતિ કર્તા કોણ ? તે નહિ જાણી શકવાથી કોઈ અંશ નિજપતિને મળવાની ચાહના કરી શકેલા નથી.

**तेही ठावा ठसे रस गुरु बोधे, अनुभव अखंड विलोकन रोधे;**
**ज्ञान भक्ति वैराग रह्ये जामी, धध्धा धन्य धन्य गुरु स्वामी. ॥३॥**

જયારે પરમકૃપાનિધિ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ અંશો ઉપર પરમ કરૂણા કરીને પરમરસને પાઈ તૃપ્ત કરે છે ત્યારે અંશો નિજઘરના ઠેકાણે ઠરીને સ્થિર થાય છે. ત્યારે તેને અખંડ અનુભવનો ઉદય થવાથી પોતાની નિર્મળ દિવ્ય દ્રષ્ટિએ નિજકૈવલકર્તા અને કૈવલધામને જોઈ જાણીને પરમાનંદનું સુખ ભોગવે છે પછી તે અંશોનો અવરોધ કરીને અટકાવી કોઈ રોકી શકતું નથી.

હે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ, આપનાથી મળેલા કૈવલલક્ષના અતિરસાળ બોધના સેવનથી જ્ઞાન, ભકિત અને વૈરાગ્યનો અતિ અનુપમ અનેરો જમાવ થયો. તે જોઈને આપે કરૂણા કરી નિજ ગતિનું પોષણ આપ્યું તે સમયે અંશ આપની સાથે એકતા કરીને તદ્દવત્ તદ્દાકાર થઈ ગયો એવા આપ અનંત ઐશ્વર્યતાવાળા સદ્દગુરૂ સ્વામીને અનેકવાર ધન્ય છે.



## અક્ષર=૨૦



**नन्ना नयेति करी निगम पोकारे, त्रधा प्रकारही शब्द उच्चारे;**

**वर्णाश्रम धर्म कर्मकांड कहेउ, विधि वचन् वायक उर लहेउ. ॥१॥**

"ન" અક્ષરનું નિરૂપણ કરતા પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, નિગમ એટલે વેદે આ જગતના રચનાર સર્જનહાર સ્વામી કોણ અને ક્યાં છે એ સંબંધમાં નક્કી નહી થવાથી નેતિ-નેતિ કહીને હારી ગયા છે. હારી જઈને ત્રણ પ્રકારના શબ્દોનો ઉચ્ચાર કર્યો તે એવી રીતે કે જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ, અને કર્મકાંડની સ્થાપના કરી બતાવી છે. તે ચાર વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને ક્ષુદ્ર, તેજ પ્રમાણે ચાર આશ્રમ બ્રહ્મચર્ય આશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્થ આશ્રમ આમ તે ચાર વર્ણ અને ચાર આશ્રમોના જે-જે કર્મો કરવાના છે અને ધર્મના નિયમોમાં રહી ધર્મનીતિનું આચરણ જેવી રીતે કરવાનું છે. તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરીને વિધિ એટલે બ્રહ્માજીએ પોતાના સ્વરૂમુખે જે-જે વચનો બોલ્યા તે વર્ણ અને આશ્રમના મનુષ્યોએ હૃદયમાં ધારણ કરીને તે પ્રમાણે વર્તવા લાગ્યા છે.

**त्रियेगुन देव सेव सनमाना, अज उपासन एही बखाना;**

**तत्व मस्यादि पद सद जोई, सर्वात्मा आतम ब्रह्म सोई. ॥२॥**

વેદોમાં વર્ણન કરી બતાવ્યું છે કે ત્રણેય દેવોને સ્થાપી અંતઃકરણોના શુદ્ધભાવથી સેવા ભક્તિ કરવી, તે ત્રણ દેવની ઉપાસનામાં બ્રહ્માજીએ બહુ વખાણ કરીને સમજાવ્યું છે. કે એ

ઉપાસના કરવાથી તમારું કલ્યાણ થશે એવી જ રીતે ઉપાસનાકાંડ દ્રઢ કરાવ્યો છે.

હવે જ્ઞાનકાંડનું વર્ણન કરતાં સામવેદમાં ત્રણપદ નક્કી કરીને બતાવવામાં આવ્યા છે. તે તત્ એટલે ઈશ્વર, ત્વમ્ કહેતા જીવ અને અસિપદ એટલે વ્યાપક બ્રહ્મ સત્યરૂપે હોય સદાને માટે છે છેને છેજ. વળી, વિશેષ સમજાવતાં કહ્યું છે કે સર્વમાં એક આત્મા રમણ કરી રહ્યો છે તે જ બ્રહ્મનું સ્વરૂપ છે.

**एक अनंत-अनंत मिली एका, ज्ञानकांड एही विधी विवेका;**
**निज पद सत शब्द उनते न्यारे,नन्ना नयेति करी निगम् पोकारे. ॥३॥**

જે એક જ અદ્વૈતબ્રહ્મ છે તેણે અનંતરૂપ ધારણ કર્યા છે એવી રીતે કે વિશ્વભરના સર્વે ઘાટોમાં બ્રહ્મનો ભાસ આવ્યો તેને આત્મા કહી ઓળખાવ્યો છે. અનંત આત્માઓને એક બ્રહ્મમાં સમાવી દઈએ ત્યારે બીજું કાંઈ છે એવો દ્વૈતભાવ રહી શકતો નથી તેથી ઉગરતી વસ્તુરૂપે અકર્તા અદ્વૈત બ્રહ્મ જ રહે છે.

બ્રહ્માજીએ ઉપર જણાવ્યા પ્રમાણે ચાર વેદમાં એવી રીતે વિવેક કરીને જ્ઞાનકાંડનો નિર્ણય કરાવ્યો છે.

સામાન્ય વિશેષ સર્વ અંશોનો ઉદય જેમાંથી થયો છે તે નિજકર્તાપદને પ્રાપ્ત કરવાનો અવિગત સત્ શબ્દ એ બન્ને સિર્ગુણ-નિર્ગુણના સર્વ સિદ્ધાંતોથી ન્યારો રહેલો છે. તે ભગવાન કરૂણાસાગરની કૃપા વિના કોઈને પ્રાપ્ત થાય તેમ નથી એટલા જ માટે વેદોએ નિજપતિની નેતી પોકારી છે.



## અક્ષર=૨૧



**पप्पा प्रगट प्रभु गुरु राया, निगम नेति ग्यम् नही करी गाया;**

**मनुतन धरी सो विचरे जनसंगा, विविध विलास हास नेहते संगा. ॥१॥**

નિજસકર્તાપતિ સિર્ગુણ-નિર્ગુણથી ન્યારા રહેલા હોવા છતાં તે પુરવેશ્વર પ્રભુ સર્વે અંશોના મહારાજા પ્રગટ થઈને પ્રત્યક્ષ પરમગુરૂનું દિવ્ય સ્વરૂપ ધારણ કરી આ જગતમાં પધાર્યા છે.

તે આદ્ય સકર્તા પતિના પદની અમને ગમ નથી એમ કહીને ચારેય વેદોમાં વર્ણન કરી જણાવ્યું છે. તે નિજપરમપતિ દિવ્ય મનુષ્યાદેહ ધારણ કરીને જ્ઞાન, ભકિત, વૈરાગ્યના અધિકારી સંત-સજજનોની સાથે હળીમળીને વિચરે છે. નિજ સર્જનહાર સ્વામીએ રચેલા જગતરૂપ ક્રતમાં વિધવિધ પ્રકારના ભોગો નિર્માણ કર્યા છે. તેને જ્ઞાન દ્વારા વિવેક કરીને સમજાવ્યું કે, જળ-કમળના ન્યાયે દેહરખા ધર્મ જેટલો ઉપયોગ કરીને ભોગવવમાં આવે, તો કોઈપણ પદાર્થની વાસના બંધાતી નથી. એવી સર્વોત્તમ જાણ જણાવી, જેથી સંત સજજનો પરમ દયાળુ પ્રભુ સાથે અતિ સ્નેહ કરીને સદાય સંગમાં રહે છે.

**अनुभव अगम सुगम सुख जनकु, अनंत बोध संशे नही मनकु;**

**अरुण उदये अंधकार नव रहही, गुरु सुरदुतियो तिमिर अघ नसहि. ॥२॥**

તે પુરવેશ્વર પ્રભુએ કરૂણા કરીને આપનપુ અને નિજપતિ પદની એકતાનો અગમ્ય અનુભવ કરાવ્યો ત્યારે શરણાંગત થયેલા સંતસજજનો સુગમપણે સરળતાથી નિજાનંદનું સુખ ભોગવે છે.

પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરૂની અમાપ ગતિનો લક્ષબોધ પ્રાપ્ત થવાથી અધિકારી જનોના મનમાં કોઈ પણ પ્રકારનો સંશય રહ્યો નથી.

દ્રષ્ટાંતે જેમ સૂર્યનો ઉદય થવાથી સમગ્ર પૃથ્વી ઉપરનો અંધકાર લેશમાત્ર રહી શકતો નથી. એવી જ રીતે સર્વજ્ઞ પરમગુરૂ સ્વરૂપી બીજા સૂર્યનો જ્ઞાન પ્રકાશ થવાથી, અજ્ઞાનરૂપી અંધકાર પાપસહિત નાશ પામે છે.

**नेत्र बिना सुर सुख नही आपे, भक्ति अशक बिनुं रस नही धापे;**
**पुरन भायग शरन एही पाया, पप्पा प्रगट प्रभु गुरु राया. ॥ ३ ॥**

નિજકર્તાના અંશોને સ્વસુજ રૂપી ચક્ષુ ન હોય ત્યાં સુધી પરમગુરૂ રૂપી સૂર્યના જ્ઞાન પ્રકાશનું સુખ મળી શકતુ નથી. ભગવાન કરૂણાસાગરની ભકિત કરવાનો અંતર આશક ભાવ એટલે અતિ આરત ઉત્પન્ન ન થાય ત્યાં સુધી અંશો પરમરસનું પાન કરીને તૃપ્ત થઈ શકતા નથી.

જે અંશનું પૂરેપુરું ભાગ્ય હોય તે જ સર્વેશ્વર પ્રભુના શરણમાં આવી શકે છે એવા સર્વાતિત સર્વજ્ઞ પ્રગટ પરમગુરૂ સર્વે અંશોના શિર મહારાજા છે.



## અક્ષર=૨૨



**फफ्फा फुल फुल्यो नही जबहीं, वृक्ष स्नेह रखे पूनि तबही;**
**जब फुले तब देत छिटकाई, उनमद फुल्यो गुरु पास न सहाई. ॥१॥**

ફૂલોના વૃક્ષને જયારે ફૂલ લાગે છે. તે કળીઓના રૂપમાં રહી

જયાં સુધી ખીલતું નથી ત્યાં સુધી વૃક્ષ સ્નેહ રાખીને કળીઓને પોષણ આપે છે. જયારે તે વૃક્ષને લાગેલા ફૂલ ફૂલે છે ત્યારે ફૂલને વૃક્ષ તુરત જ તજી દે છે. ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે ગુરૂની દીક્ષા લઈ ગુરૂનો શિષ્ય થયો છે છતાં અહંપણું આવવાથી અભિમાની થઈ જાય ત્યારે ગુરૂની પાસે રહી સેવા કરીને ગુરૂની ઈચ્છા પ્રમાણે ચાલતો નથી.

**अनिन कलीकल समझे कोई, महंत मनोरथ हरे ग्यम् कोई;**
**वणिक द्रव्य विपु कोरम संकोचन, अनिन आस पद रज खट गुण मोचन. ॥२॥**

જેમ ફૂલ-ફૂલ્યા સિવાય કળીના રૂપમાં રહે છે એ અનિન ભાવની કળ સમજીને સદ્‌ગુરૂની પાસે રહેવાવાળા કોઈક જ હોય છે. જે શિષ્ય અભિમાનને ધારણ કરી મહંત બનીને અહંતા-મમતાના મોટામોટા મનોરથો કરીને પૂજાય છે એવા મિથ્યા મનોરથ હણી લઈને નાશ કરવાની શુદ્ધ સમજણ કોઈ વિરલા જનની પાસે જ હોય છે.

જેવી રીતે વાણિયો દ્રવ્યનો સંગ્રહ કરીને ગુપ્ત રાખે છે તેમજ કાચબો વિપરિત સંજોગો જોઈને પોતાના અંગને સંકેલીને અંદર સમાવી દે છે.

જે શિષ્ય સદ્‌ગુરૂના ચરણરજની અનિન આશકભાવે પુરણ પ્રિત રાખે છે એવો જે ગુરૂનો દાસ થઈને ગુરૂને આધિન રહે છે તે જ ગુરૂકૃપાથી ત્રણ-ગુણ અને ત્રણ ગણથી છુટો થઈ છુટકારો આપી દે છે.

**आपोपु अरपण गुरु चरणे, तो निज आपु देखाडे नरण्ये;**
**सो आपा देखे फीरी तबही,फफ्फा फुल फुल्यो नही जबही. ॥३॥**

જે શિષ્યે મમતા રાખીને મારાપણું માન્યું છે તે સર્વ પ્રકારના અભિમાનને ત્યજી દે ત્યારે પરમગુરૂ કૃપા કરીને નિજસ્વરૂપનો નિર્ણય કરાવે છે. તે આપનપુ અંશ સ્વરૂપને ફરી જોઈ યથાર્થ જાણીને અનુભવ કરી શકે છે. તે ગુરૂનો અનિનદાસ થઈને ગુરૂનો કૃપાપાત્ર બને ત્યારે તેનામાં ફુલવાપણું આવતું નથી.

 **અક્ષર=૨૩** 

**बब्बा बेर-बेर ज्यौ बलिहारी, परम कृपाल कुवेर पर वारी;**
**मंगल करन हरन अघ जगके, नियंता निराक्रण पतिपद सदके. ॥१॥**

"બ" અક્ષરનું વર્ણન કરતાં પૂજયશ્રી નારણદાસ મહારાજ કહે છે કે, પરમ કૃપાનિધિ મહાન સમર્થ શ્રીમંતકુવેર પ્રભુના ચરણોમાં વારંવાર કુરબાન થઈને મારા તન-મન-ધન સમર્પણ કરી દઉં છું.

પરમદયાળુ, પરમઉપકારી, પરમકલ્યાણ કરવાવાળા હોવાથી કૈવલજ્ઞાન લક્ષબોધ આપીને જગતનાજનોનું અજ્ઞાન અને પાપને હણી લઈને નિશંકપણે મુકત કરે છે.

નિજસકર્તાપતિની બાહ્ય અલૌકિક દિવ્ય દ્રષ્ટિ સર્વેના ઉપર પડેલી હોવાથી સઘળા જીવોના અંતરબાહ્ય થતા કર્મોને જોઈ યથાર્થ જાણી સમસ્ત જગતના સાક્ષી નિજનિયંતા આદ્ય સકર્તા સ્વામી સામન્ય વિશેષ અનેક અંશોને નિયમમાં રાખે છે.

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ સુજાણ-જાણવાળા હોય સિર્ગુણ-નિર્ગુણના પક્ષોની હદ જેની જેટલે સુધી છે તેને નક્કી કરાવે છે. તે ભગવાન કરૂણાસાગર સર્વાતિત આપ પોતે જ સાચા નિજપતિ હોઈ આપના સ્વધામમા અદ્વૈત સ્વરૂપે રહીને કાયમ અખંડ બિરાજો છો.

**अहो जय अकल सकल सुखकारी, करहो कृपा प्रभु शरण तुमारी;**
**याहा जग देखी त्रास मन पायो, त्राह चहुदस अनल जरायो. ॥२॥**

હે પરમકૃપાળુ કૃપાનિધિ પ્રભુ ! આપનો અખંડ જય હો જય હો કારણ કે આપ અકળ ગતિવાળા હોવાથી આપની અકળ કળાને અત્યાર સુધી કોઈ જાણી શકેલા નથી છતાં આપ સમદ્રષ્ટિ રાખીને જગતના સર્વ જીવોને પરમસુખ આપી શાંતિ પમાડો છો.

એટલા જ માટે મારા અનેક અપરાધોને માફ કરી મારા ઉપર કૃપાદ્રષ્ટિ કરો. હે પ્રભુ હું આપના શરણે આવ્યો છું તો દયા કરીને મને ઉગારી લેશો. હે સર્વેશ્વર પ્રભુ આપનું રચેલું જગત જોઈને મારું મન અતિ ત્રાસી ગયું છે કારણ કે જગતની ચારેય દિશાઓમાં દ્રષ્ટિ કરીને જોતાં જણાય છે કે સર્વ સ્થળે ત્રણ પ્રકારનો અગ્નિ સળગતો દેખાય છે તેથી તે અગ્નિના ભયમાંથી ઉગરવા આપના શરણ સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.

**सुनीयो अरज प्रभु अनिन अपत्यकी, मेटो त्रास फांसी या जगकी;**
**हरहो कठीन कलीमल मनधारी, बब्बा बेर-बेर ज्यौं बलिहारी. ॥३॥**

હે મહાન સમર્થ પ્રભુ હું આપનો અનિન બાળક છું અને મારામાં કોઈ પ્રકારની શુદ્ધબુદ્ધ નથી એટલા જ માટે મારી અરજ (પ્રાર્થના) સાંભળી ધ્યાનમાં લેશો. આ જગતમાં ત્રીગુણી માયાની ફાંસી પર મારે ચડવું ના પડે એવી દયા કરીને મહાભય મટાડી મને નિર્ભય કરશો.

હે સર્વજ્ઞ પ્રભુ આ કઠણ કલિકાળમાં કાળાકર્મોનો જામેલો મળ હણી લઈને, મને અતિ નિર્મળ કરવા આપના મનથી ધારીને મારા ઉપર પરમકૃપા કરશો. એવું જાણીને આપના શરણમાં આવી વારંવાર કુરબાન થઈ જાઉં છું.

 **અક્ષર=૨૪** 

**भभ्भा भक्ति श्रेष्ठ सबहीत्ये, अखंडानंद प्रभु वश होय जीनत्ये;**
**ताते चहो जो हरि रिजावन, पद वंदन सेवा अति पावन. ॥१॥**

"ભ" અક્ષરને ઉદ્દેશીને ભકિત મહિમાનું વર્ણન કરતાં પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે વેદશાસ્ત્રમાં અનેક સાધનો બતાવવામાં આવ્યા છે છતાં સર્વોપરી ગુરૂભકિતની બરાબરીમાં કોઈ સાધન આવી શકતું નથી એવી પરમગુરૂની પરમશ્રેષ્ઠ ભકિત પરમ દયાળુ પરમગુરૂ સાથે અનિન આશકભાવ રાખીને, તન-મનના

બાહ્ય વહેવારને ભુલી જઈ અંતરવૃત્તિમાં અતિ ઉજાગ્રત થઈને પરમગુરૂનું લક્ષ ભજન કરવું. ઉપાસકના અલ્પજ્ઞ અંતર હંગનો ભાવ સર્વજ્ઞ હંગમાં એક રસ થઈ જાય ત્યારે અખંડાનંદ પ્રભુ અતિ પ્રેમને જોઈ વશ થઈને કૃપા કરે છે.

તે માટે કોઈપણ આરતવાન પરમ કૃપાનિધિ પ્રભુને રીઝાવી મળવાની શુદ્ધ ચાહના રાખતા હોય તો સર્વજ્ઞ પરમગુરૂના ચરણોનું, વારંવાર વંદન કરી સેવા આચરવામાં આવે તો તન-મનના વિકારોમાંથી પ્રેમીજનને પાવન કરે છે.

**भक्त्ति लाभ होय सतसंगसु, श्रवण-मनन निज लक्ष गुरुसु;**
**शब्द सुधारस पान जे करही, अन अयास भवसिंधु तरही. ॥२॥**

અનિન ભકિતનો પરમ લાભ સતસંગ કરવાથી મળે છે. તે સત્‌સંગ આપનપુ અને નિજપતિપદની એકતાના વચનોનો ઉચ્ચાર થતો હોય તેને અતિ સાવધ થઈને સાંભળવા. તે સાંભળેલા વચનોનું વારંવાર મનન કરવાથી, અંશની ચેતનવૃત્તિનો લક્ષ પરમગુરૂમય થઈ જવાથી, પલ-પલ સર્વજ્ઞ પરમગુરૂના દર્શન કરી શકે છે.

પરમગુરૂના સ્વમુખે ઉચ્ચારેલા શુદ્ધ શબ્દો અમૃતસમાન હોય, તેનું જે અધિકારીજન પાન કરશે તે વિના પ્રયત્ને ભવ એટલે સંસાર સાગર સહેલાઈથી તરી જશે.

**भक्त्ति हेत सतसंग ही कीजे, प्रेम सहित प्रभु जन पर रिझे;**
**भक्त्ति लक्ष जाहा पक्ष नही प्रीते, भभ्भा भक्त्ति श्रेष्ठ सबहीत्ये. ॥३॥**

જેને ભકિત કરવાનું અતિ હેત હોય તેને હંમેશા સતસંગ

કરવો જોઈએ. એવા સત્‌સંગી પ્રભુ સાથે શુદ્ધ પ્રીતિવાળા હોવાથી પ્રભુ તેની પ્રેમભકિતને જોઈ રીઝીને કૃપા કરે છે.

જે સંત સજજનો ભકિત લક્ષવાળા છે તે સમદ્રષ્ટિએ સર્વ અંશોને બંધુત્વભાવે જુવે છે એવા ભાવવાળા સતસંગીને કોઈપણ પ્રકારનો પક્ષા-પક્ષ સંભવતો નથી.

એવા વિશુદ્ધ પ્રેમવાળા ઉપાસકજનો અનેક પ્રકારની ઉપાસનાઓને તજી દઈ પરમગુરૂની પરમશ્રેષ્ઠ ભકિત કરે છે.

 **અક્ષર=૨૫** 

**मम्मा मनोरथ पुरण याते, श्रीमंत कुवेर गुरु शीर मम जाते;**
**महेरबान जबही गुरु भयेउ, भव बंधन संकट सब गयेउ.॥१॥**

"મ" અક્ષરને સંબોધી પૂજય શ્રીનગરવેદસાગર મહારાજ કહે છે કે મારા મનના સર્વે મનોરથ પૂર્ણ થયા છે. કારણ કે મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ મારા શિર પર આવીને બિરાજમાન થયા છે તો પછી કંઈ વસ્તુની કમી કે ઉણપતા રહે ? પરમકૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરૂએ મારા ઉપર જયારે પૂર્ણ મહેર કરી ત્યારે આ ભવમાં માયાના સંબંધવાળા કર્મના અનેક બંધનો રૂપી સર્વે સંકટ દૂર થઈ ગયા.

**जक्त बंधसे मुक्त ही कीना, धन्य धन्य मोई भाग्य सदिना;**
**धन्य याहा समये सकल मनु तनकु,तन-मन अरपि शरन रहे जीनकु. ॥२॥**

જગતનું બંધન જે દેહના સંબંધીઓ માતાપિતા, સ્ત્રી-પુત્ર,

ભાઈ-બહેન વિગેરેની મોહ મમતામાંથી અંનત દયાળુ સર્વજ્ઞ પરમગુરૂએ મને મુકત કર્યો તેથી મારા ભાગ્યને ધન્ય-ધન્ય છે કે આજે મંગલકારી દિવસ ઉદય થવાથી મારા આનંદનો પાર રહ્યો નથી. એ સમયને પણ ધન્ય ધન્ય છે કે જે સમયે ભગવાન કરૂણાસાગરના સન્મુખ મનુષ્યતનુધારી ગુરૂભકિતના અનિન ભાવવાવાળા સર્વે જીજ્ઞાસુજનો પાસે હતા તેમને પણ ધન્ય છે. કૈવલજ્ઞાન બોધની અતિ આરતવાળા અધિકારીજનો જે પોતાના તન-મન અર્પણ કરીને પરમદયાળુ સર્વજ્ઞ પરમગુરૂના શરણમાં રહ્યા છે તેમને પણ ધન્ય છે.

**दिन सपरमो सुख सबहीका, छुद्र भोग सब लागत फीका;**

**भजनानंद सुख चरन प्रतापे, मम्मा मनोरथ पुरण याते. ।।३।।**

સર્વોત્તમ શુભ દિવસનો શ્રેષ્ઠયોગ મળવાથી મહાનસમર્થ શ્રીમંત કુવેર પ્રભુની કૃપાએ આપનપું અને પતિપદની એકતાનું પરમસુખ એક જ સરખું પ્રાપ્ત થયું ત્યારે, જગતમાં પ્રકૃતિ પદાર્થોના જેટલા છુદ્ર ભોગ છે તે સર્વે ફિક્કા લાગ્યા. તેથી ગુરૂમુખીજનોના મનમાં પદાર્થોની ઉઠતી અભિલાષાઓ છૂટી ગઈ. ભજનાનંદનું પરમસુખ પરમગુરૂના શરણ પ્રતાપે પ્રાપ્ત થયું જેથી મનના મનોરથ સર્વે પૂરણ થયા.

 **અક્ષર=૨૬** 

**यय्या अलौकिक अकथ कहानी, करेहु कृपा गुरु तब मोई जानी;**

**वचन विज्ञान बानी निरबाना, बान बंध कीये फला मकाना. ।।१।।**

"ય" અક્ષરને અનુસરી પૂજય શ્રી નારણદાસ મહારાજ કહે છે

કે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂને ઓળખાવીને પ્રાપ્તિ કરાવવાના સંબંધમાં શું કહેવું ? કારણ કે પરમગુરૂનું સુજાણ-જાણ પદ અકથ્ય રહેલું હોય, વાણી ઉચ્ચારી કથણી કથીને વર્ણન કરી બતાવી શકાય તેવું નથી. તે ગુરૂપદમાં મન, બુદ્ધિ કે વાણી નહી પહોંચી શકવાથી ગુરૂપદની શુદ્ધ સમજણ કેવી રીતે પડી શકે ? તે અવિગત ગતિનો આશય અને ગુરૂગમ ગુરૂની પાસે રહેલા હોવાથી, જયારે પરમગુરૂએ કૃપાદ્રષ્ટિ કરી ત્યારે હું યથાર્થ જાણી શકયો છું.

સર્વજ્ઞ પરમગુરૂની વાણી શબ્દ અને અક્ષર રહિત હોય વિજ્ઞાન એટલે વ્યાપક બ્રહ્મ સ્વરૂપે હોવાથી, અક્ષરો વડે રચાયેલા શબ્દોથી ઉચ્ચાર કરીને કહી શકાય તેમ નથી એટલા જ માટે તે વાણીને નિર્વાણ કહેવામાં આવે છે. (દ્રષ્ટાંતે જેમ કોઈ અણસમજુ બાળકને ચંદ્રમાં જોવાની ઈચ્છા થઈ ત્યારે પોતાના પિતાજીને કહે છે કે બાપુજી મને ચંદ્રમાં બતાવો ત્યારે તેના પિતા બાળકને ઉંચકી પોતાના ખભે બેસાડીને આકાશ તરફ હાથ લંબાવી દિશાનો સંકેત કરીને બાળકને ચંદ્રમાં બતાવે છે પરંતુ ચંદ્ર સુધી હાથ પહોંચતો નથી.) એ દ્રષ્ટાંતના ન્યાયે જયાં પરમગુરૂ બિરાજે છે ત્યાં વાણીનો લાગ-લાગતો નથી એટલા જ માટે બાનબંધ કહેતા વાણી બંધ પડી જાય છે. તો પછી કયા ઉપાયે ગુરૂપદને ઓળખાવવું ? એ કારણને લઈ પરમગુરૂએ કૃપા કરી ગુરૂગમ દ્રષ્ટિ આપીને જે નિજઘરમાં પરમગુરૂ બિરાજે છે તેનો સંકેત કરીને શરણાંગત થયેલા અધિકારીને પોતાનું નિજઘર પ્રાપ્ત કરાવ્યું છે.

**अष्टादश खट चतुरही बंधन, ए सब प्रकृति-पुरुष पर रंजन;**
**दुतियो भास नास विधि बचना,श्रीमुख बचन कह्ये द्रढ सचना. ॥२॥**

ચારવેદ, છ શાસ્ત્રો અને અઢાર પુરાણોમાં વિસ્તારપૂર્વક વર્ણન કરીને જગતના લોકોને જણાવવામાં આવ્યું છે કે, તેમાં જે-જે ઈષ્ટો ની સ્થાપના કરીને તેમને પ્રાપ્ત કરવાના વિધિ કર્મો ભિન્ન-ભિન્ન પ્રકારે બતાવવામાં આવ્યા છે. તેમાં જે-જે ઉપાસકજન માનેલા ઈષ્ટની ઉપાસના અને કર્મ કરે છે તે, તે ઈષ્ટદેવના ધામમાં જઈ શકે છે પરંતુ, પુન્ય પુરુ થતાં ફરીથી આ મૃત્યુલોકમાં આવે છે. એટલા જ માટે ચૌદ લોકમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન સુધીના નાના મોટા દેવોને રીઝવવાની ઉપાસનાઓ અને કર્મ કરવામાં આવે છે તે સર્વે બંધન કરવાવાળા હોય, કોઈ ઉપાસકજન નિર્વાણપદે પહોંચી શકતો નથી.

બ્રહ્માજીએ વેદોમાં વર્ણન કરીને જણાવ્યું છે કે, જે નાશવંત જગત દેખાય છે તે અદ્વૈત બ્રહ્મનો ભાસ જ છે. પરંતુ ખરું જોતાં જગત જ નથી પણ એક બ્રહ્મ જ છે એમ વેદના વચનોમાં બ્રહ્માજીએ સ્થાપન કરીને બતાવ્યું છે.

પરંતુ પરમકૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરૂએ નિજ આપનપું અને પતિપદને ઓળખાવી એકતા કરાવવા પોતાના સ્વમુખે અલૌકિક વચનોનો ઉચ્ચાર કરીને, જગતના જીજ્ઞાસુ-મુમુક્ષુજનોને જણાવતા કહ્યું છે કે મારા વચનો સત્ય-સાચેસાચા હોય તે વચનો ઉપર દ્રઢ વિશ્વાસ લાવીને, શ્રવણ-મનન કરીને મારા વચનોને યથાર્થ સમજી શકશો, તો તમે જીવનમુકત થઈને નિજપતિપદને પ્રાપ્ત કરી શકશો.

**ए सब वचन विलोक्या मनसु, सदगुरु शब्द भिन्न हे तनसु;**
**सर्वातित सत्‌गुरुकी बानी, यय्या अलौकिक अकथ कहानी. ॥ ३ ॥**

પરમગુરૂના સર્વે વચનો શુદ્ધ મનથી યથાર્થ વિચારીને જ્ઞાનદ્રષ્ટિએ વિવેક કરી જોતાં જણાયું કે સદ્‌ગુરૂનો સત્‌શબ્દ પાંચ તત્વથી રચાયેલા પાંચ દેહોથી પાર રહેલો છે. સદ્‌ગુરૂની અગમ્ય ગુરૂગમ વાણી કૃત-અકૃતથી પર આવેલી હોય પરમગુરૂની કૃપાથી કોઈક જ વિરલા જન જાણી શકે છે એવી અલૌકિક અકથ્ય વાણીનો અવિગત લક્ષ સમજીને તેના અધિકારી હોય તે નિજપદમાં સ્થિર થાય છે.

 **અક્ષર=૨૭** 

**रेरा रंगी रसीक अति प्यारे, सोहागी खेल बनाये सारे;**
**खेल विविध विध्य सहु वगवगसु,लक्ष चोरासी भिन्न भये तनसु. ॥१॥**

"ર" અક્ષરને ઉદ્દેશી પૂજય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સર્વજ્ઞ સર્વેશ્વર પ્રભુ રંગીલા અને અતિરસીક હોવાથી તેમને કોઈપણ પ્રકારની ઉપમાં આપી શકાય તેમ નથી. તે સર્વ સત્તાધીશ પુરવેશ્વર પ્રભુની સ્વઈચ્છાથી સુશોભિત અને અતિસુંદર અનેક ઘાટોની રચના કરી છે.

સર્જનહાર સ્વામીએ સમસ્ત જગતનો ખેલ જુદા-જુદા

પ્રકારના એકબીજા સાથે મળતા ના આવે એવા અનંત ઘાટ ઉત્પન્ન કરીને ભિન્ન ભિન્ન ચોરાસી લાખ પ્રકારના વર્ગ પાડયા છે તેમાં જે યોનિમાંથી બનેલો ઘાટ તે યોનિ પ્રમાણે વર્તન અને વિચરણ કરે છે.

**भयेहु भिन्न जबी तबके अबसु, भुल्येहु भोवन निजपति गति अंशु;**
**तबही कायम करुणाकर पेख्या, शरन न आये तब अब नहीं देख्या. ॥२॥**

જયારે સર્વે અંશો નિજકર્તાથી જુદા પડયા ત્યારથી આ ભવમાં ભટકી અને અત્યાર સુધી નિજપતિનો વિયોગ સહન કરે છે. કારણ કે નિજકર્તાના ધામને ભૂલી જઈ અંશો પોતાના સ્વરૂપને પણ ભૂલી ગયા છે તેથી નિજપતિની ગતિ જાણી શકયા નહી. જયારે નિજકર્તાએ કરૂણા કરી દ્રષ્ટિ પસારી જોયું ત્યારે નિજપતિને નક્કી થયું કે મારા શરણમાં કોઈ અંશ અત્યાર સુધી આવ્યો હોય એમ દેખવામાં આવ્યું નથી.

**तब निजपति मन कियेहु विचारा, धरी मनुतन अंश करु भव पारा;**
**कृपासिंधु निज कुवेर सधारे, रेरा रंगी रसिक अति प्यारे. ॥ ३ ॥**

ત્યારે નિજપતિ વિચારવા લાગ્યા કે, મારા સજાતિ અંશોને ચેતાવવા માટે દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી પૃથ્વી ઉપર પ્રગટ થઈને, કૈવલજ્ઞાન ઉપદેશ આપી અંશોને ભવપાર કરુ, એવા હેતુથી કૈવલકર્તા, કૃપાસિંધુ શ્રીમંત કુવેર પ્રભુ સ્વરૂપે પોતે જ પધાર્યા છે. તે પ્રભુ અતિરસિક અને રંગીલા હોવાથી ગુરૂમુખીજનોને અતિ પ્યારા લાગે છે.



## અક્ષર=૨૮



**लल्ला लक्षवंत सो अलक्ष प्रभु भयेउ,दिव्य तनु तेज अरुण लजवयेउ;**
**अनंत अनंग छबी जबी विपु धारे,करहु बरनन केही विधी बुद्धि हारे. ॥१॥**

"લ" અક્ષર ઉપરથી લેખ રહિત અવિગત પ્રભુ અલક્ષ સ્વરૂપે હોવા છતાં જગતજનો ઉપર પરમ ઉપકાર કરવા લક્ષરૂપે થયા છે તે પુરવેશ્વર પ્રભુનું દિવ્યતનું અતિ તેજસ્વી હોય સૂર્યને પણ લજ્જા પમાડે તેવું છે.

જે આપે અનુપમ રૂપ ધારણ કર્યુ તે રૂપની અનંગ એટલે અનંત કામદેવ બરાબરી કરી શકતા નથી પરંતુ, લજ્જા પામીને ઝાંખા પડી શરમાઈ જાય છે એટલા જ માટે મારી બુદ્ધિ હારી ગઈ છે તો આપનું વર્ણન હું કેવી રીતે કરી શકું?

**द्रिगन दरसे रविको निजरुपा, प्रेरत अंश आंख भयेहु सचेता;**
**तिम मोई द्रीगन अरुण आपरुपा,करुणा अंश देहो गाउ यशही अनुपा. ॥२॥**

જે ચક્ષુથી જ સૂર્ય જોઈ શકાય છે અને તે સૂર્યના પ્રકાશની પ્રેરણાથી આંખો સચેતન થાય છે. તેવી જ રીતે હું નેત્ર સમાન હોય આપ સૂર્ય જેવા છો તેથી આપની કરૂણાનો અંશ મને બક્ષીસ આપો, જેથી આપના અનુપમ યશગુણ નિરંતરપણે ગાઈ શકું.

**फुकन गहन घाहा त्रिये विधि बाजा, ग्रहत खेली जब निकसे अवाजा;**
**सकल जीव जड चेतन थयेउ, लल्ला लक्षवत सो अलक्ष प्रभु भयेउ. ॥३॥**

દ્રષ્ટાંતે જેમ વાજીંત્રોના ત્રણ પ્રકાર છે તે જણાવીએ છીએ.

તેમાં એક ફુંકીને, બીજું ઘસીને અને ત્રીજું વાજીંત્ર ઘા મારીને વગાડવામાં આવે છે. જયારે ખેલી પુરૂષ વાજાને ગ્રહણ કરી વગાડે છે ત્યારે તેનો અતિરસિક રાગ શ્રોતાજનોના મનને મુગ્ધ કરી નાખે છે.

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે સમસ્તવિશ્વમાં ભિન્ન ભિન્ન પ્રકારના નાના-મોટા અનેક ઘાટો વાજીંત્ર જેવા હોય અચેતન અને જડ છે. ઉપર જણાવ્યા પ્રમાણે જગતના સર્વ જીવો જડ જેવા થઈને રહેલા હતા. પરંતુ સર્વાતિત સર્વજ્ઞ પરમગુરૂએ કરૂણા કરીને સજીવન ગતિ આપી ત્યારે સઘળા જીવો ચેતન થઈને વિઘ-વિઘ પ્રકારનો વિલાસ કરવા લાગ્યા.

પરમ કૃપાનિધિ પ્રભુ અલક્ષ ગતિવાળા હોવા છતાં દ્રશ્યરૂપે પ્રગટ થઈને સદ્‌ગુરૂ શરણમાં લાગેલી લગનીવાળા ઉપાસકોને “લ” અક્ષરનો નિર્દેશ કરી લક્ષ સમજાવે છે.

 **અક્ષર=૨૯** 

**वव्वा वेश लाये महासुघड सोहागी, शरण खलक सब भई अनुरागी;**
**महामंगल मनोरथ पुरे मनके, भयेहुं क्रतार्थ क्रत संत जनके. ॥१॥**

“વ” અક્ષરને અનુલક્ષીને પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, સમસ્ત વિશ્વની રચનાને સંપૂર્ણ જાણનાર સર્વ વિભૂતિવાન મહાન સમર્થ પ્રભુ નિપુણતાવાળા હોય, સુશોભિત-અતિસુંદર વેશ ધારણ કરીને પધાર્યા છે. તે પ્રભુનો અનુપમ પરમ પ્રભાવ જોઈને

તેમના ચરણકમળનો વિશેષ પ્રેમ ધારણ કરી, ખલકભરના જીજ્ઞાસુ મુમુક્ષુજનો પ્રભુને આધિન થયા છે. તે પરમદયાળુ પ્રભુએ સર્વજનોના પરમ કલ્યાણ કરવાના મનોરથ પૂર્ણ કર્યા અને સંત-સજજનોની અંતરની શુભ ઈચ્છા પ્રમાણે મનોરથ સફળ થયા ત્યારે સર્વજ્ઞ પ્રભુની એકતામાં રહી નિજાનંદનો આનંદ કરવા લાગ્યા.

**खटरिपु गुन त्रिये ताप त्रिविधी, सृष्टि सकल जीव दीये तीनु वेधी.**
**सोही रिपु डर सुनी शब्द ही भागे, निज करता अंश आत्म जागे. ॥२॥**

આ સંસારમાં સર્વ જીવોના મહા છ શત્રુઓ : કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મચ્છર તેમજ ત્રણ ગુણ (રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ) તેવી જ રીતે ત્રણ પ્રકારના તાપ (આધીદૈવી તાપ, આધિભૌતિકતાપ અને આધ્યાત્મિક તાપ) ઉપર જણાવ્યા પ્રમાણે છ શત્રુ, ત્રણ ગુણ અને ત્રણ તાપ મળીને જગતભરના સર્વે જીવોને અંતરબહારથી વિધીને બેભાન અચેત કરી દીધા છે.

તે શત્રુઓના મહાભયમાં ઘેરાયેલા અંશોને અતિ દુઃખ ભોગવતા જોયા ત્યારે અનંત દયાળુ પરમપ્રભુએ અગાધ બોધથી ભરેલા અલૌકિક શબ્દનો ટહંકાર કર્યો તેથી સર્વે શત્રુઓ ભય પામીને ભાગી ગયા. સર્વજ્ઞ પરમગુરૂની કૃપાએ અગાધ બોધના શબ્દનો ટંકાર સાંભળી અંશો નિજચૈતનવૃત્તિમાં સચેતન થઈને આત્માને પણ જાગ્રત કર્યો.

**वरसे घन उगे बीज अवन्य अंकुरा,परसे प्रभु प्रगट आतमा सफुरा;**
**जेही जीनुं जीवन मीलत उगे जागी,वव्वा वेश लाये माहा सुघडसोहागी.॥३॥**

દ્રષ્ટાતે જેમ સઘન ઘનમાંથી વરસાદ વરસે છે ત્યારે પૃથ્વીમાં

રહેલા સ્થાવરના સર્વ બીજકોને પાણીનું પોષણ મળવાથી અંકુરો ઉગી નીકળે છે. એવી જ રીતે પરમકૃપાળુ પ્રભુ પોતાની કરૂણા દ્રષ્ટિએ પ્રગટ આત્માને સ્પર્શ કરી કરૂણાનું પોષણ આપે છે. તે કરૂણાનું પોષણ મળતા આત્મા અનુભવ ગતિએ સ્ફુરાયમાન થઈને નિજસ્વરૂપે થાય છે.

જે જેનું સજાતિય હોય તે સજાતિનું જીવન મળવાથી સ્ફુરીને સચેતનપણે નિજ સ્વરૂપમાં જાગ્રત થાય છે. તે અંશ પોતાને તેમજ સર્વજ્ઞ પ્રભુને જોઈ જાણીને અખંડ એકતામાં રહી શકે છે. એટલા જ માટે કાયમ કરૂણામય પ્રભુ પરમ પ્રભુતાવાળી અકળ વિભુતિઓનો વેશ ધારણ કરીને આ વિશ્વમાં પધાર્યા છે.



## અક્ષર=૩૦



**सस्सा सिरगुण निरगुण दोइपक्षा, ताते वरजीत सतगुरुकी दीक्षा;**
**सृष्टि सिरगुण तनुवत सब बाजा,निरगुण नभवत होत अवाजा. ॥१॥**

"સ" અક્ષરને સંબોધી પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે સંત સજજનો સિર્ગુણ-નિર્ગુણ બન્ને પક્ષો જગતમાં જાહેર છે છતાં તેને યથાર્થ જાણવાવાળા જ્ઞાનવિવેકી કોઈ કોઈક જ મળી આવે છે. એ સિર્ગુણ-નિર્ગુણ બન્ને પક્ષોથી સદ્ગુરૂ લક્ષની દિક્ષા (ઉપદેશ) ભિન્ન હોય સર્વની પાર આવેલી છે.

સમસ્ત સૃષ્ટિના સર્વે સિર્ગુણ ઘાટો વાજીંત્ર સમાન છે તેમાં આકાશ જેવી નિર્ગુણગતિ પ્રેરક થયેલી હોવાથી સઘળા સિર્ગુણ

ઘાટોમાંથી શબ્દનો અવાજ થાય છે.

**नभबाजु जड जुगल सदाई, खेली ख्याल चैतन करताई;**
**सोई खेली खुद मालिक सांई, सिर्गुण-निर्गुण जड चैतन कराई.॥२॥**

આકાશ અને વાજીંત્ર એ બન્ને સદાના માટે જડ છે પરંતુ ખેલી પુરૂષ અપાર ખ્યાલવાળા હોવાથી આકાશ અને વાજીંત્રમાં ચૈતનગતિ પ્રેરીને સજીવન કર્યા છે.

તે ખેલી પુરૂષ ખુદ માલિક હોઈ સમસ્ત ખેલના ધણી છે તેમણે જે સિર્ગુણ અને નિર્ગુણ બન્ને જડ હોવા છતાં ચૈતન કરીને ખલકના ખેલની ખુબી કરી બતાવી છે.

**सोई गमगति जुगमे ना कोहु पाये, निजकर्ता कुल आप पठाये;**
**कुवेर करुणा करी लाये निज लक्ष,सस्सा सिरगुण-निरगुण दोई पक्ष.॥३॥**

તે ગમગતિ આ જગતમાં કોઈપણ જાણીને પ્રાપ્ત કરી શક્યું નથી. તે કારણથી નિજકર્તા કૈવલે આપની સજાતિના આપના સમાન અને આપના જેવા પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂને મોકલ્યા છે.

તે સ્વામી શ્રીમંતકુવેર પ્રભુ પરમકરૂણા કરીને સિર્ગુણ નિર્ગુણથી ન્યારો નિજ લક્ષ લાવ્યા છે.

 **અક્ષર=૩૧** 

**षष्षा खोजी शब्द शरण जेही आये;देई निज लक्ष अलखमे पठाये;**
**विविध विगत्य गति अचल सहाई,शरण सुख मुख मोपे बरन्यौ न जाई. ॥१॥**

"ષ" અક્ષર ઉપરથી સંજ્ઞા કરીને પુજ્યશ્રી નારણદાસજી

મહારાજ કહે છે કે, ઉર્ધ્વગતિએ સત્‌શબ્દની ખોજ કરીને યથાર્થ સમજી જે પરમગુરૂના શરણમાં આવ્યા છે તેના ઉપર પરમગુરૂએ કૃપા કરી નિજ લક્ષ આપીને કોઈપણ અક્ષરોના લેખમાં ન આવી શકે એવા અલખ અવિનાશીના સ્વાધામમાં પહોંચાડી દીધા છે.

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂએ સહાયતા કરીને કદાપિ ચલિત ન થાય એવી અચળગતિ બક્ષીસ આપી તેના પ્રતાપે અનેક પ્રકારની સુઝ પડવા લાગી. તેથી સર્વજ્ઞ સુજાણ- જાણની પ્રાપ્તિ થવાથી નિજાનંદના સુખની પરમશાંતિનો આનંદ થયો.

એ પરમગુરૂના શરણોનું અખંડ સુખ મળ્યુ તે અવર્ણનીય હોવાથી મારા મુખે કોઈપણ ઉપાયે વર્ણન થઈ શકે તેમ નથી.

**भखत मिसरी मुंगो भयेहु आनंदु, दुसरो न जाने कोहुं मनमां विसंदु;**
**चरण कमल सुख लहे कोइ संता, गती जीनु उग्र संबंध कीये तंता. ।।२।।**

જેમ કોઈ મુંગો માણસ સાકર ખાઈને અતિ આનંદ પામી મસ્ત બનીને મનમાં મલકાય છે અને આશ્ચર્ય ચકિત થઈને સંકેત કરે છે તો પણ બીજો માણસ સમજી શકતો નથી.

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે જે પરમગુરૂની અતિ ઉગ્રગતિના હિમાયતી (જાણકાર) કોઈક વિરલાસંત પરમગુરૂના કૃપાપાત્ર થયેલા છે. તેમણે સળંગસૂત્ર સોહંગતાર સાથે સંબંધ જોડયો છે એવા સંત ભગવાન કરૂણાસાગરના ચરણકમળનું અખંડ પરમસુખ માણી શકે છે.

**भयेहुं संबंध सत्‌गुरु की साथा, पायेहु मोक्ष पद सद साक्षाता;**
**गुरु परसाद परमगत्य पाये, षष्षा खोजी शब्द शरण जेही आये. ॥३॥**

જે સંત-સજજનો અતિ ઉજાગ્રત વૃત્તિના થયા છે. તેણે પોતાની સુરત-નુરતને ઉર્ધ્વગતિમાં સ્થિર કરી સોહંગ-સદ્‌ગુરૂની સાથે સંબંધ જોડીને અખંડ એકતામાં રહે છે તેમને સદ્‌ગુરૂની કૃપાએ સત્ય પરમ કૈવલમોક્ષ પ્રત્યક્ષ પ્રાપ્ત થયો છે.

પરમગુરૂના લક્ષ બોધરૂપી પ્રસાદ જેણે પ્રાપ્ત કર્યો છે એવા અધિકારીજન સત્‌શબ્દની ખોજ કરી ગુરૂશરણમાં આવ્યા છે.



## અક્ષર=૩૨



**शश्शा संपूर्ण कलागुरु स्वामी, विभुति विशेष जीनुं कहे बहुनामी;**
**सोई जुगदिश धिश पति सबके, ब्रह्मांड अनंत उत्पन्न जीनुं पलके.॥१॥**

"શ" અક્ષર ઉપરથી સર્વ જીજ્ઞાસુજનોને ચેતાવી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ સંપૂર્ણ કળાઓવાળા અનેક વિશેષ વિભૂતિઓને ધારણ કરનાર બહુનામી હોવાથી, સામાન્ય વિશેષ સર્વ અંશોના નિજપતિ છે તેજ સર્વજ્ઞ પ્રભુ જગદિશ હોય એક પલકમાં જેણે અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કરી ધીશ એટલે ધારણ કરી રાખ્યા છે. એ જ પુરવેશ્વર પ્રભુ સમસ્ત જગતની આદ્યે સર્વે અંશોના પરમપતિ છે.

**तेही करता कायमकुल आदु, धरी मनुतन जन करही संवादु;**
**क्रतवही पंथ याहां जुग मांही, घेर लीये सब भये उरजाही. ॥ २ ॥**

પરમકૃપાનિધિ, સર્વજ્ઞ પરમગુરૂ, તે જ જાતે કાયમના

નિજકર્તા છે. તે જગતની આદ્યથી કૈવલ સ્વરૂપે અલગના અલગ હોવા છતાં ગતિએ સળંગ રહીને દિવ્ય મનુષ્ય દેહ ધારણ કર્યો છે. તેમણે સજાતિ-વિજાતિ, અવિનાશી-વિનાશી નિત્ય અને અનિત્ય કોને કહેવાય તે સત્ય સમજાવીને નિર્ણય કરાવવા જીજ્ઞાસુ, મુમુક્ષુજનોની સાથે સંવાદ કરીને કૈવલ લક્ષનો ઉપદેશ આપે છે.

ઉપદેશ આપીને કહે છે કે આ જગતમાં અહીં નકલી પંથોનો જમાવ ભૂતકાળમાં થઈ ગયેલા આચાર્યોએ કરેલો હોવાથી સાચી સમજ વિના તેમને વશ કરી મતવાદમાં પંથોની મિથ્યા જાળમાં ફસાવી દીધા તેથી હે જગતનાં જીવો તમે મુંઝાવા લાગ્યા છો.

**तेही मगबंधन सब जीव भयेउ, करी टहंकार शब्द सुन वयेउ;**
**सुन्ये शबद सत भयेहु विरामी,शश्शा संपुरण कला गुरुस्वामी. ॥३॥**

તે માયાના કર્મમાર્ગોના બંધનમાં બંધાઈને વશ પડી ગયા તેથી તમારી પાસે છૂટવાનો કોઈ ઉપાય રહ્યો નથી એવું જોઈને તમારા ઉપર દયા આવવાથી સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે કૈવલબોધના સત્‌શબ્દનો ટહંકાર કરીને તમને સંભળાવું છું. ભગવાન કરૂણાસાગરનો અગમ્ય શબ્દ સાંભળીને બાહ્ય દ્રષ્ટિના બંધનોમાંથી છૂટી સચેતન થઈને, સત્ય સ્વરૂપને સમજી પરમગુરૂની સાથે પૂર્ણ પ્રીતિવાળા અધિકારીજનો વિરામ પામ્યા. તે વિરામ પમાડનાર સંપૂર્ણ કળાઓના સ્વામી પરમદયાળુ પરમગુરૂ છે.



## અક્ષર=33



**हेहा हस्तामल कीजे हरिकी साथा, सकल नाथन के एही निजनाथा;**
**नाथ चतुर दश तबक चराचर, सोई निज नाथ रहे हे परापर. ॥१॥**

"હ" અક્ષરના હારદને સમજી પૂજય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, સર્વે પ્રકારના પાપો અને જગતની આદ્યથી લાગેલા અજ્ઞાનરૂપી માયાના બંધનો તેમજ જન્મ-મરણના મહાદુઃખને હણી લઈ નાશ કરનાર હરિની સાથે હળીમળીને અતિ હેતપૂર્વક અંતર રાખ્યા વિના એકમેક થઈ જવું.

સર્વે નાથોના એ પોતે જ નાથ હોવાથી સર્વ જીવોના જીવનદાતા, કૃપાદ્રષ્ટિ રાખીને પરમ કલ્યાણ કરનાર તેમના સિવાય બીજો કોઈ જ નથી. ઉર્ધ્વ અંતરિક્ષમાં રહેલા ચૌદ તબક્કામાં નિવાસ કરનાર સર્વ શરીરો, એવી જ રીતે અધોભાગે પૃથ્વીમાં આવેલા ચૌદ તબકના દેહોને નાથી, ગતિવાળા કરીને સ્થાવર - જંગમના સઘળા ઘાટોને ચલિત કરનાર ઓહંગરૂપીનાથ ઘટ-ઘટ પરત્વે વશીને રમણ કરી રહેલો છે.

તે ઓહંગરૂપીનાથને જીવન આપી સજીવ રાખનાર નાથેશ્વર સોહંગસ્વામી હોય તે પરાની પાર રહેલા છે. તે નાથેશ્વરના શિર ઉપર સુજાણ જાણ સર્વજ્ઞ સ્વરૂપે રહીને, મહાદ ચૈતન ગતિ પ્રેરક કરનાર પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, પરમગુરૂ કૈવલ સ્વરૂપે રહેલા હોઈ સામાન્ય વિશેષ સર્વ અંશોના નિજનાથ છે.

**तेही निज खोज खलक की मांही, लाये कुवेर करुणानिधि सांई;**
**अनेक शरण लीये जीवप्रतिपाल,श्रीमंत कुवेर जय परम क्रिपाल. ॥२॥**

પરમ કરૂણાનિધિ સમર્થ કુવેર પ્રભુ પોતે સર્વ અંશોના માલિક

હોવાથી કૈવલ લક્ષ જ્ઞાન લઈને પધાર્યા છે. કારણ કે આ જગતમાં પરમ મોક્ષની જીજ્ઞાસાવાળા મનુષ્યોને, કૈવલ લક્ષ જ્ઞાન આપીને નિજસ્વરૂપની ખોજ કરાવી માયાના બંધનોમાંથી મુક્ત કર્યા છે. સર્વનું પાલન-પોષણ કરવાવાળા પ્રભુએ અનેક જીવોને પોતાના શરણમાં લીધા છે.

એવા મહાન સમર્થ શ્રીમંત કુવેર પરમ કૃપાનિધિનો અખંડ જય હો, જય હો, જય હો.

**धन्य धन्य जगतगुरु जगदिशु, भट्ट पंडित ज्ञानी भये शिशु;**
**भयेहु शिष शरणागत ताता, हेहा हस्तामल किजे हरि की साथा. ॥३॥**

પરમદયાળુ, મહાન સમર્થ સદ્‌ગુરૂને અનેકવાર ધન્ય છે કારણ કે પરમગુરૂનું સ્વરૂપ ધારણ કરીને આવેલા હોવા છતાં સમસ્ત જગતની રચના કરનાર જગદીશ આપ પોતે જ છો.

આપના અલૌકિક અનુભવનો પરમ પ્રભાવ જોઈ બ્રાહ્મણો, પંડિતો અને મોટા બ્રહ્મજ્ઞાનીઓ આપના શરણમાં આવીને શિષ્ય થયા છે.

શિષ્ય બનીને શરણાંગત થઈ, આપ પરમગુરૂ પરમપિતા સાથે એકમેક થઈને, અખંડ એકતામાં રહે છે.

**संवत अढार पुनि साल नव्वाणु, मास भाद्रपद तिथि सप्तमि बखाणु;**
**रविवार रस अक्षर बरण्या, श्रीमंत कुवेर गुरु परमकी शरणा. ॥ ४ ॥**

સંવત અઢારસો નવ્વાણું (૧૮૯૯) ની સાલમાં માસ ભાદરવો, તિથિ સાતમને રવિવારના દિવસે જ્ઞાન, ભકિત, વૈરાગ્યનો સંપૂર્ણ

રસભરીને "કક્કા" ના અક્ષરોનું વર્ણન કરી બતાવ્યું છે.મહાન સમર્થ શ્રીમંત કુવેર પરમકૃપાનિધિ પ્રભુના શરણોની સન્મુખ રહી, પરમદયાળુ પરમગુરૂની કૃપાથી અક્ષરોની રચના કરી છે.

 **દોહા** 

**इति संपुरण अक्षर भये, समस्त बोध गतिराय;**

**गुरु उपासन लक्ष मत, त्याग भक्ति दर्शाय ॥ १ ॥**

"ક" અક્ષરની આદ્યથી લઈને અક્ષરોની રચનાનો પ્રારંભ કરી અથથી ઈતિ સુધી સંપૂર્ણ વર્ણન કરીને બતાવ્યું છે.

વેદો-ઉપનિષદો અને શાસ્ત્રો તેમજ વ્યાકરણો અને અઢાર પુરાણોમાં જે જ્ઞાનબોધ રચનાર અનુભવી પુરૂષોએ નક્કી કરીને દર્શાવ્યો છે તેમજ સૃષ્ટિની શરૂઆતથી અત્યાર સુધીમાં આત્માદર્શી, બ્રહ્મજ્ઞાની, બ્રહ્મદર્શી અને બ્રહ્મવેત્તા મહાપુરૂષો વિગેરે સંખ્યાબંધ સંતો થયા છે. તે સર્વેના સિદ્ધાંતોનો જે સાર છે તેનાથી સર્વોપરી પરમશ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ ચકવેપતિ મહારાજાનો કૈવલ જ્ઞાન લક્ષનો બોધ છે. તે આપનપુ અને નિજપતિ સાથે સંબંધ જોડાવી પરમપદની પ્રાપ્તિ કરાવે છે. તેમાં પરમગુરૂની ઉપાસના અને ઉપાસનાનો લક્ષમત તેમજ તીવ્રત્યાગ અને ભકિત લક્ષનો ભેદ દર્શાવી ન્યાય સહિત નિર્ણય કરાવ્યો છે.

**तेही दरशावन सत्गुरु श्रीमंत कुवेर सतनाम;**

**नारणदास निर्भय भये, करी चरण विश्राम. ॥ २ ॥**

અદ્રશ્ય વિભૂતિઓનો દિવ્ય દેહ ધારણ કરીને, શ્રીમંત કુવેર પ્રભુ ગુજરાત રાજયના સારસા નગરમાં પ્રગટ થયા છે. તે પ્રત્યક્ષ સદ્દગુરૂનું સ્વરૂપ હોવાથી જીજ્ઞાસુ-મુમુક્ષુ જનોને કૈવલજ્ઞાન લક્ષ આપીને આપનપુ અને નિજપતિપદ દર્શાવી અખંડ એકતા કરાવે છે. જેને સત્નામ વિશેષણ લાગે છે તે સર્વજ્ઞ સુજાણ-જાણ સ્વરૂપે મહાદ ચૈતન કૈવલ સાથે કાયમ એક-મેક હોય કૈવલથી જુદા પડયા જ નથી. એવા પરમગુરૂને સત્નામ વિશેષણથી સંબોધવામાં આવ્યા છે. પૂજય શ્રી નારણદાસજી મહારાજ કહે છે કે, સુજાણ-જાણ મહાદ ચૈતનના શરણમાં વિશ્રામ કરીને હું સદા-સદોદિત નિર્ભય થયો છું.

**ઈતિશ્રી "કક્કા" ગ્રંથ સંપૂર્ણ**

**શ્રીમત કરૂણાસાગર ભગવાનકી જય**



## રવેણી પદ



**संत लक्ष सुनो सब सजनेतु, परम क्रिपाल द्रोह नहि हेतु;**

**क्षीमावंत सत् जीनुं भासन,नीघा रहित द्वंद्व सब साहासन.॥१॥**

હવે જે અલેખગતિના સંત સદાસદોદિત હંમેશાં સહેજ દશામાં રહે છે તેમના લક્ષણ કહી બતાવું છું તે સર્વે સજજનો તમે શુદ્ધ સાવધ થઈને સાંભળો. તે પરમ ઉપકારી સંત પોતે પરમકૃપાળુ હોવાથી

કોઈપણ જીવ પરત્વે દ્વેષ કરતા નથી પરંતુ તેમનો હેતુ સર્વજીવોનું પરમ કલ્યાણ કરવાનો છે તેથી સર્વ જીવો અનેક જન્મોથી બહુ પ્રકારના ગુનાઓ કરતા-કરતા આવ્યા છે અને અત્યારે પણ ગુના કરી રહ્યા છે છતાં, કોઈપણ જીવના ગુના જોયા સિવાય પોતે અપાર ક્ષમાવાળા હોવાથી દયા દ્રષ્ટિએ સત્યવાણી ઉચ્ચારીને સર્વે જીવોને જણાવે છે કે તમે કોણ ? અને તમારા સજાતિ કર્તા કોણ ? તે અલૌકિક જ્ઞાન ઉપદેશ આપીને જગતના જનોને જાગ્રત કરે છે. તેમની અલૌકિક દ્રષ્ટિ માયાની અનેક ઉપાધિઓથી રહિત હોવાથી માયાના સંબંધવાળા બહુ પ્રકારના વહીવટથી જીવોને મુકત કરી નિજઘેર પહોંચાડવાનો તેમના અંતરનો આશય છે.

**पर उपगार रुदे नहि ममता, देहो अस्मि पख तजी ग्रहे समता;**

**काम परे बुधी थीर रहेउ, ईन्द्रि जीत कोमलता ग्रहेउ. ॥ २ ॥**

તે મહાન સમર્થ સંતના શરણમાં જે-જે જીજ્ઞાસુજન આવે તેને પરમ ઉપદેશ આપીને પરમપદે પહોંચાડવાનો પરમ ઉપકાર કાયમ કરતા રહે છે. પરંતુ તેમના હ્રદયમાં કરવાપણાની રેખમાત્ર મમતા રાખતા નથી. તેમણે સર્વે દેહોનો પક્ષ ત્યજી દીધો છે તેથી તેમને દેહનું અભિમાન કદાપિ થતું જ નથી. તે સંત પોતે સમદ્રષ્ટિવાળા હોવાથી વિશ્વભરના તનુંધારી જીવોને સમાન દ્રષ્ટિએ જુવે છે. તે સંતપુરૂષ કામદેવથી પર થઈ ગયેલા હોવાથી સદાય તેમની બુદ્ધિ અતિ સ્થિર રહે છે. તે ઈન્દ્રિજીત થયેલા છે તેથી તેમની સર્વે ઈન્દ્રિયો

કોમળ બની ગયેલી હોવાથી, તેમને બાહ્ય દ્રષ્ટિની એકપણ આકાંક્ષા ઉઠતી નથી.

**सदाचार संग्रेहे नहि कबहुं, लघु आहार त्रपति नहि अबहुं;**
**हरदे शितल विचारही नित्य, धर्म आपनो ग्रहे तजी अनित्य. ॥ ३ ॥**

એવા સંત સદાય સત્યનું આચરણ કરવાવાળા હોય નિજસ્વરૂપની સ્થિતિમાં હંમેશા રહે છે. તે ભૌતિક કોઈપણ પદાર્થોનો સંગ્રહ કદાપિ કરતા નથી. તે સંત સદાય સૂક્ષ્મ આહાર કરે છે પરંતુ, તેમનું શરીર રહે ત્યાં સુધી તૃપ્તિ થાય એટલો આહાર કરતા નથી. તેમનું હૃદય અતિ શિતળ હોવાથી નિત્ય એટલે નિજસ્વરૂપના વિચારમાં અહોનિશ રહે છે. નિજસ્વરૂપને યથાર્થ અનુભવી સકર્તાપતિની એકતામાં અખંડ રહેવું તે તેનો સત્યધર્મ છે. નિજ આપનપુ અને પતિપદ સિવાય જે કંઈ અનિત્ય છે તે સર્વે ત્યજી દીધું છે.

**सावधान ओरु रहित विकारा, धीरजवंत दया अधिकारा;**
**शोक मोह ओरु क्षुधा पिपासा, जरा मृत्यु तजी खट पासा.॥४॥**

તે સંત મહાપુરૂષ "સાવધાન" એટલે અતિ સચેતનપણે રહીને તન મનના સર્વે વિકારોથી રહિત નિર્વિકારી થઈને પરમદશા ભોગવે છે. તેમણે અતિ ધૈર્યતાને ધારણ કરેલી હોવાથી પરમ દયાના અધિકારમાં દરિયા સમાન છે. તે સંત દેહાતિત થયેલા હોવાથી શોક-મોહ, ભૂખ-તરસ અને જન્મ મરણએ છ પ્રકારના પાશના બંધનમાંથી મુકત થઈ નિર્ભય દેશના નિવાસી થયા છે.

**आप मान अपमान न जाने, ओसनीको बहुं मानही गने;**

**जो कोई शरणांगतही आवे, ताकु जौं त्यौं ज्ञान उपजावे. ।।५।।**

તેમના દેહભાવનું અહંપણું છૂટી જવાથી માન કે અપમાન તેમના મનમાં અસર કરતા નથી. એવા નિર્મળ સંતની જગતના લોકો નિંદા કરે, કોઈ કડવું વચન કહે તેમજ ભલેને કોઈ અયોગ્ય અપવાદ કરે છતાં તે સંત મને માન આપીને મારી પ્રસંશા કરે છે એવું સમજીને ખુશ થાય છે. જગતનો કોઈ પણ જીજ્ઞાસુજન તે સંતના શરણમાં આવે તો તેના નામ રૂપ ગુણનું મિથ્યા અભિમાન છોડાવી સારાસારને સમજાવી, આત્મજ્ઞાન આપીને નિજસ્વરૂપનો જાણકાર કરે છે.

**सबकु मित्र शुभाशुभ जाने, द्रढ विश्वास सकल हरि माने;**

**गुरु आधिन दीन होय रहेउ, साधन को बल कदी न ग्रहेउ.।। ६।।**

આ જગતમાં સંખ્યાબંધ મનુષ્યો છે. તેમાં કોઈ-કોઈ શુભ કર્મ કરવાવાળા અને વધારે પડતા અશુભ આચરણ કરવાવાળા હોવા છતાં, સર્વને મિત્ર સમાન એક સરખા જાણે છે. તે પ્રભુ પરાયણ થયેલા સંતને સકર્તાપતિ પરત્વે દ્રઢ વિશ્વાસ છે તેથી જગતભરના શરીરધારી સર્વ અંશોને એક હરિરૂપ માને છે. એવા જે સંત દીનતાને ધારણ કરી મહાન સમર્થ સદ્‌ગુરૂના શરણમાં આધિન થઈ સદ્‌ગુરૂની આજ્ઞાઓને અનુસરે છે. તે સંતને ગુરૂકૃપાથી અલૌકિક સાધન પ્રાપ્ત થયેલું હોવા છતાં પોતાના દેહ સંબંધી, દેહના ઉપયોગ માટે તે સાધનના બળનો જરાપણ ઉપયોગ કરતા નથી.

**हरिगुरु संत सत् करी माने, कबहुं भुली न आपु आने;**
**येसे संत निज संत कहावे, ताके संग भक्ति को पावे. ।।७।।**

સદ્‌ગુરૂ પક્ષના થયેલા અધિકારીજન, હરિ, ગુરૂ અને સંતને સત્ય સ્વરૂપે માને છે. કારણ કે લૌકિક દ્રષ્ટિએ જોતા ત્રણ પદ જુદા ગણાય છે, પરંતુ જ્ઞાનની દ્રષ્ટિએ ગતિ દ્વારા સળંગ સૂત્રવત હરિ, ગુરૂ અને સંત એકમેકપણે રહેલા છે એવી જે એમની અલૌકિક નિજજાણમાં નક્કી થયેલું છે. તે હરિ, ગુરૂ, સંતને ભૂલી જઈ નામ રૂપ ગુણવાળો દેહધારી પ્રત્યક્ષ દેખાઉં છું તે જ હું છું એવું અભિમાન કદાપિ કરતા જ નથી. એવા જે સંત નિજ સ્વરૂપાકારે થયેલા હોવાથી સકર્તા સ્વામીની એકતામાં રહી અંખડ આનંદ ભોગવે છે.

એવા સંતનો સંગ અંતરની આરતવાળા કોઈ સજજન કરી શકે તો સર્વજ્ઞ પ્રભુની અનિન ભકિતનો અધિકાર પ્રાપ્ત થાય છે.

**देश ओरु काल रहित सब आतम, चिदानंदमये प्रभु परमातम;**
**ए लक्षण निज संत सोहावे, परमगुरु देवे जब पावे.।।८।।**

વ્યષ્ટિ પક્ષે જોતા અનેક શરીરો રૂપી પાત્રો આવેલા છે. તે સર્વ શરીરોરૂપી પાત્રમાં ઓહંગરૂપી જળ પાત્રના માપ પ્રમાણે ભરેલું છે. તે જળમાં ચૈતનચિદ્ સ્વરૂપનો ભાસ પડવાથી તેને ચિદાભાસ કહેવામાં આવે છે. તે આત્મા સ્વરૂપ સર્વ ઘાટોમાં એક જ હોય તેને દેશકાળ લાગતો નથી. તે સંત મહાપુરુષની દ્રષ્ટિ ઉર્ધ્વગામી થયેલી હોવાથી તે ચૈતન ચિદરૂપ પરમાત્મામય બનીને પ્રભુપદમાં એકમેક

થઈને રહ્યા છે. ઉપર વર્ણવી બતાવેલા સર્વ લક્ષણ સર્વજ્ઞ પરમગુરૂ, કૃપાવંત થઈને બક્ષિસ કરે છે ત્યારે જ પ્રાપ્ત થાય છે. તે લક્ષણો સહિત સંત નિજસ્વરૂપાકારે થઈ અતિ શોભે છે અને ભકિતભાવવાળા હરિજનોને શોભાવે છે.

**पुरनक्रिपा जीनु मिलही सोहाग, निजपतिको जीनकु अनुराग;**
**श्रीमंत कुवेर सांमी सद साचे, नारणदास निज चरनपे राचे. ॥९॥**

એવા જે સંત પોતાના તન, મન, ધન સર્વજ્ઞ પરમગુરૂને સમર્પણ કરી તેમના થઈ રહ્યા છે તેમના ઉપર કરૂણાસિંધુ પ્રભુ પૂર્ણ કૃપા કરીને પતિવ્રતાનો પૂરો સોહાગ બક્ષિસ આપે છે. તે અતિ સુંદર સોહાગ સજીને નિજપતિની પતિવ્રતા સોહાગણ થવાથી પરમપતિ સાથેનો અતિ પ્રેમ વધી જાય છે ત્યારે પતિવ્રતા પતિથી ભિન્ન રહી શકતી નથી. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર પ્રભુ અખંડ અવિનાશી હોય મારા સાચા સ્વામી છે. શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે નિજ સ્વામીના ચરણમાં લોલીન થઈને નિવાસ કરી હંમેશા રહ્યો છું.





# ખટસંપત્તિનો ભાવાર્થ



**सम इन्द्रिको अशक समावन सुघड सह्याना;**

**दम विषे वहेवार तजी रखे दम परधाना. ॥१॥**

કૈવલમોક્ષની ઈચ્છા રાખનાર સંત સજજનોએ છ સંપત્તિ અવશ્ય સાધ્ય કરવી જોઈએ. તે છ સંપત્તિનું સંક્ષેપમાં નિરૂપણ કરીને પુજય શ્રી નરવેદસાગર મહારાજ જીજ્ઞાસુજનોને જણાવતા કહે છે કે, આપણા પ્રગટ સ્થૂલદેહમાં જે દશ ઈન્દ્રિયો આવેલી છે તેને 'સમ' એટલે સ્થિર યાને શાંત રાખવા અંતઃકરણમાંથી ઉઠતી આશકિતને સમાવી દેવી, એ ઉઠતી આસકિતને સમાવી દેનાર ગુરૂમુખી સુઘડ અને સહ્યાના એટલે મહાન બુદ્ધિશાળી ગણાય છે. આ પ્રમાણે ઈન્દ્રિયો ઉપર સંયમ રાખીને આચરણ કરવામાં આવે તો ધીમે-ધીમે 'સમ' સંપત્તિ સાધ્ય થાય છે. હવે 'દમ' સંપત્તિની સમજણ એવી રીતે છે કે બાહ્ય દ્રષ્ટિએ ઈન્દ્રિયો દ્વારા જે-જે વહેવાર કરીએ છીએ તે જોવાનો, સાંભળવાનો, બોલવા-ચાલવાનો કે લેવા-દેવાનો સર્વ વહેવારનો ત્યાગ કરીને, બાહ્ય દ્રષ્ટિને અંતરવૃત્તિમાં લીન કરી તન-મનની સ્થિરતાપૂર્વક 'દમ' એટલે પ્રણવને પ્રધાનપણે વર્તાવી, તેના ઉપર અંતરદ્રષ્ટિ રાખીને અમર મંત્રનું આવાહન કરવું એવી રીતે નિત્ય નિયમ પ્રમાણે અંતરની આરતપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો 'દમ' સંપત્તિ સિદ્ધ થાય છે.

**उपरतिति हास नासकी रखे न कबही;**

**तितिक्षणा तितिक्षणपणे वरते अंतसकरण तबही. ॥२॥**

બાહ્ય દ્રષ્ટિએ સ્થૂલ શરીરથી ભોગવી શકાય એવા છ રસની આદ્ય લઈ ઉત્પન્ન થયેલા કેટલાક ભૌતિક પદાર્થો ભોગવવાથી મન આનંદ પામે છે તે સર્વે નાશવંત હોવાથી તેને ભોગવવાની પ્રીતિ મનમાં કદાપિ રાખવી નહિ. કારણ કે સારાસારને સમજી તેનો નિર્ણય કરી અસારને ત્યજી દઈ સાર વસ્તુમાં અખંડ પ્રીતિ રાખવી તેને 'ઉપરતિતિ' સંપત્તિ કહેવામાં આવે છે. આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના દેવલોકના ભોગો અંતરવૃત્તિમાંથી ત્યજી દઈ સર્વલોકની પાર રહેલા નિજકૈવલપદમાં વૃત્તિનું નિશાન રાખીને, જાગ્રતમાં અતિ ઉજાગ્રતપણે રહીને જોઈ જાણીને પરખી લઈ તેને પ્રાપ્ત કરવા નિજ અંતઃકરણમાં તે પ્રમાણે વર્તવું તેને "તિતિક્ષણા" સંપત્તિ કહે છે.

**श्रद्धा साधन संजुक्त वचनार्थ विविधी विलोके;**

**समाधान सतसार अन्वय गति अर्थ अलोके. ॥३॥**

પરમગુરૂએ આપેલા અલક્ષબોધના સાધનમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને નિજ સ્વરૂપે થવા સંબંધમાં વચનો દ્વારા વર્ણન કરીને જે સમજાવવામાં આવ્યું છે તેને સૂક્ષ્મ દ્રષ્ટિએ વિધવિધ પ્રકારે નિરખી પરખીને નિશ્ચય કરી તે આશયમાં પોતાની અંતરવૃત્તિને સ્થિર કરવી તેને 'શ્રદ્ધા' સંપત્તિ કહેવામાં આવે છે. હવે 'સમાધાન' સંપત્તિમાં અતિ સાવધ રહી સચેતનપણે જે વય રહિત અનવેગતિ અલૌકિક છે

તે છેવટનો સત્યસાર હોવાથી સચિંતક દ્રષ્ટિએ તેનું ચિંતવન કરવાથી સંકલ્પનો વેગ સમી જાય છે ત્યારે વૃત્તિ નિજસ્વરૂપાકારે થાય છે તેને 'સમાધાન' સપત્તિ કહેવામાં આવે છે.

**अे खट संपत्तिसे वृत्त विरामी संत भयेवुं;**

**शरण गये जे जन मोक्ष पद प्रगट पयेवुं. ॥४॥**

ઉપર દર્શાવેલી છ સંપત્તિઓને સાધ્ય કરીને એવા કોઈક વિરલા પુરૂષો બાહ્યવૃત્તિને અંતરવૃત્તિમાં સમાવી અંતરવૃત્તિને નિજસ્વરૂપમાં વિરામી સંતદશાની ગતિ પ્રાપ્ત કરી શકયા છે. એવા જે સંત સર્વજ્ઞ પરમગુરૂની અખંડ એકતામાં રહેવાવાળા હોવાથી, તેવા સંતના શરણમાં જે કોઈ જીજ્ઞાસુજન જાય તેને પ્રગટ કૈવલમોક્ષ પ્રાપ્ત કરાવી આપે છે.

**श्रीमंत कुवेरके शरण सुघड महासंत सहयाना;**

**नारणदास निज आस पतिपद परम पयाना. ॥५॥**

મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુના શરણમાં સુઘડ શાણા સંતો હંમેશા રહે છે. પૂજયશ્રી નારણદાસજી મહારાજ કહે છે કે હું પણ સર્વજ્ઞ પ્રભુના શરણમાં રહીને નિજ પતિપદને પ્રાપ્ત કરી શકયો છું.

**ઈતિ ખસંપત્તિ સમપૂરણ**





## રેકતો



**भेखकी टेक संसारमे शेष हे, वेश विस्तारके यार बहोरा;**
**वस्तु वेशातित विश्व बुजे नहि, सत्‌गुरु बाल लहे सार पुरा.॥१॥**

આ ભવરૂપી સંસારમાં સર્વોત્તમ ભેખધારી જેણે અતિનિર્મળ વૈરાગ ધારણ કરેલો છે. જે સમસ્ત જગતનો ઉદય કરનાર સર્જનહાર સકર્તાપતિ સર્વલોકની છેવટે રહેલા હોય તે નિજપતિ સિવાય બીજું કોઈ જ નથી. તે પરમપતિને પ્રાપ્ત કરવાનો ટેક જે વૈરાગ્યવાન સંતે લીધેલો છે તે એવી રીતનો છે કે નિજધણીના હુકમમાં રહી તેની આજ્ઞાઓનું પાલન કરવું તેમના મતવિરુદ્ધ ચાલવું નહીં અને તેમના શરણમાં અખંડ પ્રીતિ રાખીને અહોનિશ સ્મરણ ધ્યાન કરવું. તે વૈરાગ્યવાનના તનમાં, મનમાં અને વચનમાં તેમજ તેમની દ્રષ્ટિમાં અને ભાવનામાં સર્વાંગે સર્વજ્ઞ પરમગુરૂ વસેલા હોવાથી તે સર્વજ્ઞ પ્રભુ સિવાય તેમને બીજું કાંઈ પણ દેખાતું નથી. એવી અલખની અટલ ટેકવાળા આ જગતમાં કોઈ જવરલા જન જ હોય છે. બીજા વેશધારીઓનો વિસ્તાર આ વિશ્વમાં બહુ પ્રકારનો છે. તે બાહ્ય દ્રષ્ટિના વેશને જોઈ તેમની સાથે પ્રેમ કરવાવાળા ઘણા મનુષ્યો છે. તે ભૌતિક પદાર્થના ફળની આશાએ સેવાપૂજા કરે છે પરંતુ, વેશરૂપ ઘાટોથી પર સત્યનિત્ય ને અખંડ વસ્તુ અલગ રહેલી છે તેને વિશ્વના મનુષ્યો જાણતા કે સમજતા નથી. પરંતુ, જે સમર્થ સદ્‌ગુરૂના બાળક બનીને પોતાના તન, મન, ધન, તેમના શરણમાં સમર્પણ કરીને યોગ્ય અધિકાર પ્રાપ્ત કર્યો છે. તે સદ્‌ગુરૂ કૃપાથી સત્યનો પૂરો સાર સમજીને સ્થિર થયા છે.

**सारमे सार देदार भरपुर हे, अखंड अद्वैतमे हमार नुरा;**
**सत्गुरु के यार देदार दरश्या जबी, प्रगट महेबुर निज आप सुरा. ॥२॥**

સઘળા સંસારનો સાર સત્ય અને નિત્ય સ્વરૂપે એક સોહંગ શ્વાસા છે. તે અણુની આદ્યથી લઈ સ્થાવર, જંગમ અને સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપક છે. તે ગતિરૂપી સારમાં વિશેષ સારરૂપે સકર્તાપતિએ પોતાના સજાતિ અંશો નિજજાણ સ્વરૂપે વસાવ્યા છે. તે અંશોને દ્વૈત ભાવ થવાથી ઓહંગ પ્રણવ ઉત્પન્ન થયો. તે પરમકારણથી લઈ સ્થૂલસુધીના પાંચે દેહોમાં પૂરક થયો છે. તેમાં અંશોની નિજવૃત્તિનો ચૈતનભાસ ઓહંગ દ્વારા પિંડ પિંડ પરત્વે ભરપૂર ભરાઈને રહેલો છે. એવી જ રીતે પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમ ગુરૂની દ્રષ્ટિનો મહદ ચૈતનભાસ સમષ્ટિ સોહંગમાં વ્યાપક થઈને બ્રહ્માંડની આદ્યે વિશ્વભરના અનેક પિંડોને જીવનરૂપી પોષણ આપે છે. હવે કોઈ વિરલા સંત સજજન જેણે ખટસંપત્તિ સાધ્ય કરી હોય તેમની દ્રષ્ટિ અખંડિત અદ્વૈત બ્રહ્મમાં સ્થિર થાય છે તેથી મહાદ ચૈતનનો ભાસ તેની દિવ્ય દ્રષ્ટિએ જોઈ શકે છે ત્યારે સોહંગ સદ્‌ગુરૂના શિર ઉપર રહેલા નિજધણી પરમ વિશેષ પરમગુરૂના સર્વજ્ઞ સુજાણ જાણ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. તે પરમગુરૂની પરમ કરૂણાથી સકર્તાપતિ સાથે એકતા કરવાનો પુરણપ્રેમ પ્રગટ થાય છે. તે પુરણપ્રેમ પ્રગટ થવાથી સૂર્ય સમાન પોતાના નિજ સ્વરૂપનો યથાર્થ અનુભવ કરી શકે છે,

**आप उद्योत प्रकाश जलहल भया, गया अज्ञान सब तिमिर तुरा;**
**श्रीमत कुवेर के शरण में सुख हे, दास नारण लही रहे हजुरा. ॥३॥**

તે અંશને સર્વજ્ઞ પરમગુરૂ નિજપતિ સાથે એકતા ધારણ કરાવે છે તે સમયે ઝગમગતો અપરંપાર પ્રકાશ થવાથી બ્રહ્મની અસ્મિનો અજ્ઞાનરૂપી જે અંધકાર હતો તે સર્વે દૂર થઈ જાય છે. પૂજયશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સત્ શ્રીમત કુવેર પ્રભુના સજાણ-જાણ શરણમાં પરમાનંદનું પરમસુખ રહેલું છે તે સુખને ગ્રહણ કરી હું અખંડ હજુરમાં રહું છું

**રેકતો સંપૂર્ણ**

**પૂજયશ્રી નરવેદસાગર મહારાજ રચિત**

 **સ્તુતિ - ૧** 

**સોહમ સદ્‌ગુરૂ દેવ, દેવાધિદેવ દયાલમ્,**
**મહામંગલમય મુરત, સુરત સુખરૂપ રસાલમ. ॥ ૧ ॥**

સર્વ અંશોના શિરછત્ર મહાન સમર્થ સદ્‌ગુરૂ દેવાધિદેવ હોય તેમનું સર્વવ્યાપક સોહંગ સ્વરૂપ અગણિત લોકના જીવનરૂપે રહેલું છે. તે ભગવાન કરૂણાસાગર અપાર દયાવંત તેમજ મહાન કલ્યાણમય હોઈ, તે પરમ પવિત્ર પ્રભુની અવ્યકત મૂર્તિ સુરત એટલે બહુ સુંદર સુશોભિત હોવાથી, તે નિત્ય સુખ સ્વરૂપે રસાલમ કહેતા પરમગુરૂ સંપૂર્ણ કરૂણારસના ભરેલા છે.

**દિવ્યતનુ ઘનશ્યામ હામ, હદ સબહી પેલાયત,**

**પ્રસિદ્ધ પ્રૌઢ પતિ મહાદ, અંશ સબ તાંહી મેલાયત. ॥ ૨ ॥**

તે પરમદયાળુ પ્રભુએ સર્વ અંશોને નિજપતિના વિયોગી જોઈ કરૂણાના દાતા પોતે કરૂણા કરીને ઘનશ્યામ વર્ણ અતિ દિવ્યદેહ ધારણ કરીને પ્રગટ થયા છે. જયાં સુધી પાંચે તત્વોનો પસારો છે ત્યાં સુધી પાંચે તત્વોના પંચદેહ રહેલા છે તેને હદ કહેવામાં આવે છે. તે હદના નિવાસી સામાન્ય વિશેષ સર્વ અંશોને પરમદયાળુ અલૌકિક જ્ઞાન અનુભવની હિંમતથી નિજલક્ષબોધ આપી પેલાયત એટલે પરમ રસને પીવડાવે છે. તે પરમરસ પાઈને અંશોને સચેતન ગતિવાળા કરી જે પરમપતિનું અતિ વિશાળ પરમપદ છે તેને પ્રસિદ્ધ કરીને નિજપતિ સાથે સર્વ અંશોને દિવ્ય દ્રષ્ટિએ મેળાપ કરાવે છે.

**એસેહી પરમગુરૂ મહાદ, શાંત સદરૂપ અનોપમ્**

**સક્રત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ. ॥૩॥**

એસેહી એટલે ઉપર જણાવેલીરીત પ્રમાણે એવા પરમગુરૂ મહાદ પરમ શાંતિના સાગર હોઈ, કોઈપણ જીવના ગુણ અવગુણ નહિ જોતા સમાન દ્રષ્ટિએ નિહાળીને, અમૃતમય અલૌકિક વચનો દ્વારા ઉપદેશ કરીને નિજપતિને ઓળખાવે છે.

**ષોડશ ચિન્હ સંજુકત, તનુધર તેજ અપરબલ,**

**વિભૂતિ સોલ સંજુકત, કલા ખટદશ જીનુકલ. ॥૪॥**

જે સગુણ-નિર્ગુણથી પર રહેલા પરમપતિને યથાર્થ દર્શાવી

